





# સત્યપદ બોધીની.

પ્રકાશક

સૈયદ બાવા સાહેબ અહમદઅલી (ખાકી)

પ્રત ૫૦૦ આવૃતી ૧

સંવત ૧૯૭૮.



દર્શનલાભ રૂ. ૧)

ફક્ત આ દિબાચો અમદાવાદ શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં છાપ્યો છે.





# સત્યપદ બોધીની

( અર્થાત )

## શ્રી સદ્ગોર પીર ઇમામશાહ તથા શ્રી બાઇ બુઢાઈની વાતો.

પ્રકાશકઃ—

**સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી.)**

મુ. પીરાણા.


પ્રત ૫૦૦ આવૃત્તિ. પહેલી.

સને ૧૯૨૨ સંવત ૧૯૭૮.




દર્શન લાભ રૂ. ૧--૦--૦.



# સત્પંથની ટેક.

૧, સત્ય. ૨, પુરૂષાર્થ. ૩, પ્રેમ.
૪, સમાનભાવ. ૫, ક્ષમા.

## સત્પંથિયોની પ્રતિજ્ઞા.

૧, સત્પંથનાં સર્વ નિયમોનું સેવન કરવું. ૨, બાળકોને સત્પંથિ કેળવણી અપાવવી. ૩, અંધ શ્રદ્ધાનો ત્યાગ કરવો.



## સત્પંથના પાંચ મુખ્ય નિયમો.

૧, શરિરશુદ્ધી. ૨, હૃદયશુદ્ધી. ૩, વ્રત, દાન. ૪, ઉપાસના. ૫, ધ્યેય.



# પ્રસ્તાવના.

સત્પંથ સદાએ ઉત્તમજ છે. સત્યના વખાણ પૂર્ણ તો નજ થાએ. સત્યને વળગનારા જે જૂઠાઓ (ક્રિયાહીણ) જ્યારે 'પોતાનું સાચું' એવી હઠ પકડી લે છે! ત્યારેજ સત્યનો લોપ થઈ જાએ છે! અર્થાત સત્ય ઉપર જુઠનું આવરણ ( એટલે જુઠનો પરદો ) આવવાથી, સત્ય પરદા માં રહી જુઠ આગળ દેખાએ છે. એવા દ્રશ્યનાં જોનારાઓ સત્યની નિંદાએ વળગી, આવરણને જોતાંજ સત્ય ઉપર આક્ષેપો કરવા મંડી પડે છે! તેનેજ સત્યનો નાશ થએલો ગણાય છે.

શ્રી મુખની વાણીમાં પ્રસ્તાવના લખવાની મારી તાકાત નજ હોય, પણ સમયનો સાર પ્રસ્તાવનારૂપે કહેવા હિમ્મત કરી છે, તે અસ્થાને નહિ લેખાએ.

સત્પંથે પોતાનો માર્ગ કેવો સરળ ને સુલભ રાખેલો છે? અને તે વાચક વિશેની દ્રષ્ટિ બાહેર નહિજ હોય? શરીર શુદ્ધિ, હૃદય શુદ્ધિ, વૃત દાન, ઉપાષનાં ને ધ્યેય એ

પાંચ મુખ્ય નિયમો સચોટ વર્ણવ્યા છે? આનું નામ તે સત્પંથ.

સત્પંથ જ્યાં કોઇ પણ જીવને દુભવવાનું સાફ ના કહેતો હોય, ત્યાં સત્પંથનો ઇજારો રાખેલો કહેવા તત્પર થનારી કોઈ શાખા એ પવિત્ર નિયમો ઉપર માટી ફેરવે! અર્થાત મૌંશાદિ માફક પદાર્થો છચોક પાટ, પૂજા, ગત્, મેળો, જમણવારાદિ પ્રસંગોમાં વાપરે, એવાઓની બુદ્ધિ પવિત્ર હોવાનો કેમ ભરોંશો આવે? શ્રી સદ્ગોર બ્રહ્મા પીર કબીરદીન સાહેબની આજ્ઞાનુકુળ તો તેઓને ધર્મ સુઝેજ કયાંથી? તેથીજ એઓ શ્રી સદ્ગોર બ્રહ્મા પીર ઇમામશાહ અને આદ નારાયણ વિષ્ણુ પરમાત્મા ત્યાં શ્રી નરઅલી મહમ્મદશાહ સાહેબનાં સ્વરૂપને સંતાડવા શ્રી મુખની વાણીમાં પોતાની જોડ મેળ ઉમેરી કુપંથગામી બની અન્યને કુપંથે પ્રેરવા પ્રયત્નો કરી રહ્યા છે. એવાઓનાં પ્રપંચી લેખો પ્રકાશમાં લાવવાજ આ પ્રયાશ આદર્યો છે, તે શ્રી સદ્ગોર સફળ કરે.

શ્રી સદ્ગોર બ્રહ્મા પીર કબીરદીન સાહેબ ફર્માવે છે કે, શ્રી સદ્ગોર બ્રહ્મા પીર ઇમામશાહ સાહેબ મારા બાદ મારી ગાદીનાં ધણી છે, અને મારાથી કળામાં વિશેષ મોટા છે. તેની સાક્ષી હાજરબેગ આપે, અન્નત ક્રોડી તારણહારનાં પવિત્ર પુત્રી અને બેન, શ્રી બાઇ બુઢાઈ સાહેબ સંદેશો શંભળાવે, તે સર્વને ન ગણકારનારા

(ન માનનારા) મત્તવાદમાં ફસાઈ, સૂર્ય ઉપર ધુળ નાખવા જેવી ચેષ્ટા કરે, એટલે માલિકનેંજ મિશનરી (નોકર સેવક) ની ગણનામાં મૂકવા ઉભા થનારાઓ, પોતાની પદ્ધિ સાચવશે કે ? અને સત્પંથીયો એવાઓને અસૂરો વિના બીજું શું કહેશે ?

આ રત્નની ખાણ (ગ્રંથ) માં સોધ કરી જૂઓ ! શ્રીમાન્ બાઈ બુઢાઇ સાહેબ પુખ્તવયે એટલે લગૂભગ્ પચાશ વર્ષે પોંહોંચેલા, તે મુરિદ (શિષ્ય) થવા પાંચ કે સાત વર્ષની વયના બાળક પાસે આવી વિનવે, અને તેને પોતાનો પીર (ગુરૂ) થાવા જાન ફિશાનીથી (તન્, મન્, ધન અર્પણ કરી) અરજ કરે ! એજ શું બતાવી આપે છે ? તે સમયે તાજ દીન કાકા મોટા * હયાત હતા, છતાં તેમને શ્રી બાઈ બુઢાઈ સાહેબે પીર તરીકે કબુલ ન કર્યા, અને પિતાશ્રીની આજ્ઞા શિરોદ્ધાર ગણી, સત્પંથ સેવવા સત્પંથનાંજ સદ્દગોરને કબુલ કર્યા. શું ! એને સંતાડનારાઓ સત્પંથી લેખાએ ? નજ લેખાએ. તે તો શ્રી સદ્દગોરનાં વચનો ઉવેખનારા દુષ્ટ ને ચંડાળ જ કહેવાએ. અને એવાઓના ટોળાએ ભેળવેલો જે પાખંડી ટોળાનો નાયક ! પછી જેને એ પીર, ઈમામ, ગોર કે નર જે કહેતા હોય તે દુષ્ટતાનો અવધિજ કહેવાએ !

વર્તમાન કાળનાં અંત પ્રયંતના માલિક શ્રી સદ્દગોર બ્રહ્મા પીર ઈમામશાહ અને સુત શ્રી નિરંજન નરઅલી

---

* તાજ દીનની હયાતી વિષેના મતનો હમારો સ્વિકાર નથી. દલીલ માટેજ લખ્યું છે.

મહમ્મદશાહ સાહેબ સશાસ્ત્રેજ છે. જેને શ્રી સદ્ગોર બ્રહ્મા પીર સુદરદીન, પીર કબીર દીનાદિ પીરો બતાવી જાહેર કરી ગએલા છે તેમ તાજદીન વિષે કોઈ કાંઇપણ સૂચના ન કરી ગયા તેનું શું કારણ? ખાસ છેલ્લા અવ્શાન સમયે પોતાના પ્રાણ સમાન વ્હાલી મુમુક્ષુ પવિત્ર પુત્રીને મોક્ષ માર્ગની ભલામણમાં શ્રી સદ્ગોર બ્રહ્મા પીર ઇમામશાહ મોક્ષદાતા શિખવી દેવું, એ કયાં ? ને પ્રપંચિઓનું તેઓ શ્રીને મિશ્નરી (સેવક) કહેવું, એ કયાં ? "વિરાઓ! માણસો જેને પોતાનો મોક્ષદાતા માનતા હોય, છતાં તેમનાં ફર્માનો પોતાની ધારણા પ્રમાણેનાં નાં હોય, તેને ઉલટાવવા પ્રયત્ન કરતા રહે! ને મુખે સાચા, સાચા, કેહતા રહે! પણ તે સંતાડી તે જગ્યા જુઠું લગાડી મનાવરાવવા મથે, તેવાઓને પીરથી ફરેલા કહેશો ? કે શું કહેશો ? ને એ કયાંના સત્પંથી ?

સત્પંથમાં મુખ્ય ધ્યેયપણે ગોર નરનો જ વિષય છે. તેમાં પ્રપંચિયો ધાર્યું કરવા સદ્ગોરના જ્ઞાનોમાં ઉલટપાલટ ઘણી કરે છે, અને તેવાંઓના પ્રગટ કરેલા પુસ્તકોની આ-વૃત્તિ આવૃત્તિમાં ફેરફાર હાલ પ્રયંત દેખાયજ છે! તે છતાં સત્પંથિયોએ એવાઓને કાંઇ પણ ટોકયા નહિ, જેથી પોતાના દુષ્ટકૃત્યોમાં ફાવ્યા છે ! એ હિમ્મતે સત્યપુરૂષોનાં વિષયમાં આક્ષેપો લગાડતા ગયા ! છતાં સત્પંથિયો ( જેઓનું વર્તન પવિત્ર, અહાર પવિત્ર, લાઈ, સુતકાદિ

નિયમો સશાસ્ત્ર જાળવી રહ્યા છે તેઓ) એ, એ પ્રપંચિયોના પ્રપંચનો કાંઇ જવાબ આપ્યોજ નહિ. " સદગોરની શિખામણ" 'સાચો જુઠો ન કરવો વાદ' +++++ 'શત્રુ કરે તેમ ન કરવું' એ આજ્ઞા આધિન હોવાથી અપાએ નહિ. તેમ આ જવાબ પણ નથી. જવાબ આપવા સત્પંથી ધારે તો પુષ્કળ પ્રમાણો હોવાથી વિસ્તૃત એક પુસ્તકનાં આકરમાં થઇ જાએ. પણ આ લેખ તો પવિત્ર પુરૂષોની વાણીનાં પ્રમાણનુંજ સ્ફોટન છે. ગોર નરની ઓળખાણનો ચિતાર આજ પુસ્તક માંહેલી વાણી ઉપરનો છે. તેથી આ સારને એ શાખાવાળા વિરાઓ શુદ્ધ ભાવે સમજી, પોતાની ભૂલને તજી, શ્રી સદગોર બ્રહ્મા પીર ઇમામશાહને શરણે આવી મોક્ષગામી થશે

શ્રીસદ્‌ગોરની વાણી વિરૂદ્ધનાં વ્યવહારી, કે અહારી કોઇપણ સત્પંથી શાખાનો સમુહ કે વ્યક્તિને સત્પંથી માનવોજ નહિ. પણ દુષ્ટ અને ચંડાળ સમજી સત્વર ત્યાગીજ દેવો. જો તેમ સત્પંથી એવા દુષ્ટોથી પોતે બચી નહિ શકે (અલગા રહી નહિ શકે) તો, તે સંત્પંથથી જે તે દિવસે નષ્ટ ભ્રષ્ટ થઇ જવાનાજ, એ ખચિત્ માનવું.

આ પુસ્તક માંહેલા જ્ઞાનો સર્વ શ્રીમુખ વાણીના જૂની પ્રત ઉપરથી જેમના તેમ લીધા છે. પણ એ પ્રતનો લેખ અસ્વચ્છ હતો (છે). કારણ ઉત્તરોત્તર અકેળવા-

એલ લહિયાઓની સ્ખલીનાં લીધે. રાગનો પ્રબંધ પુરી રીતે તેમાં જળવાયો નથી, અને સુધારવા મારી હિંમત પણ ચાલી શકી નથી; કેમકે વાચકો હાલ જે સ્થિતીમાં છે તે સ્થિતીમાં યોગ્ય હોય તોજ તેઓ શાન્ત રહે! નહિતો અવળો લક્ષ બાંધી આક્ષેપોનાં પ્રહારો વર્ષાવી મૂકે! છતાં સમજુ સજ્જનો જરૂર મદદગાર થએથી આવતી આવૃતીમાં રાગનો પ્રબંધ મુળ પ્રમાણે સુધારી શકાશે. (શ્રી સદ્દગોરની મરજી હશે તો.) હાલતો ફક્ત કાના માત્ર કે પડેલા અક્ષરો સુધાર્યાં છે, તે ઉપર સંતોષ માનશો.

મારી દ્રષ્ટિ દોષે ભુલ રહેલી હોય તે વાચક હંસ વૃત્તિએ ગ્રહણ કરી, પોતાનાં કરકમલ દિપાવતી બુકમાં સુધારી, પત્રદ્વારા ભૂલોની નોટ મોકલી આપી આભારી કરશો. જે બીજી આવૃતિસમે ઉપયોગી થઇ પડે.

લી. સુભેચ્છક,

"ખાકી"

## ભગવાનનાં અવતારોના હજારો ભેદ.

ऋ० अ० ८. अ० ७. व० ३३. मं. १८.

रूपं रूपं प्रति रूपो, वभूव तदस्य रूपं प्रतिचक्षणाय ॥ इन्द्रो मायाभि पुरूरूप इर्यते युक्ता ह्रस्य ह्रस्यः शतादशः ॥

પોતે પ્રત્યક્ષ થવા માટે રૂપ રૂપનો પ્રતીરૂપ થાએ છે, પરમેશ્વરજ માયાથી પુરૂષરૂપ હોય છે, એના હજારો ભેદ હોય છે.

---

## પરમાત્માંની સોળ કળા નરજામે.

य० अ० ८. मं० ३६.

यस्मान जातः परो अन्यो अस्तिय आविवेश भूवनानि विश्वा। प्रजापतिः प्रजयास ँ रराण स्त्रीणि ज्याती ँ षि सचते सषोडषी ॥

એના સમાન કોઇ જન્મ્યો નથી, એથી બીજો કોઇ ઉત્તમ નથી. એ સ્વતંત્ર છે, (તાબેદાર નથી) સર્વ પ્રજાઓને સુખ આપવા, ભુવનોમાં અને વિશ્વમાં પ્રજાપતિ (બ્રહ્મરૂપે કે રાજારૂપે) છે. તે ત્રણે લોકમાં જેની ગત છે. પ્રકાશિત જોતિષરૂપે ચૈતનરૂપે સંચનાર તેવી સોળ કળાવાન છે.

## મદીનામાં "શ્રીવિષ્ણુ."

૩૦૦ વરસ.

य० अ० ३६. म० २८ ( अने सामवेदमां पण छे. )

मदीना स्याम सरद सतं, भूयश्च सरदाः सतात ॥

મદિનામાં શ્રીવિષ્ણુ (પ્રથમ) સો વરસ, 'ફરી, ફરી,' પુનઃ પુનઃ બે ફેરા સો સો વરસ રેહશે.

---

## બેવાર કાંકણુ.

अ० कां० १२. अ० ५. मं १०.

ना वृता श्रिया प्रावृता यशसा परीवृता ॥ १० ॥

ચારે તરફથી બંધાઇને અને ફરી બરોબર આશ્રય આવનાર બંધાએ, તોજ યશ તેનો ચોતરફ પ્રશરે.

---

## ગુપ્ત યજ્ઞ અને પાણીથી અધિકાર.

अ० अ० मं० ३.

स्वधया परिहिता श्रद्धाया पर्य्यूढा दीक्षाया गुप्ता यज्ञे प्रतिष्ठिता लोकोनिधनम ॥ ३ ॥

પાણી મંત્રીને અધિકાર શ્રદ્ધાથી આપો, પોતાનાજ ધૈર્યથી ગુપ્ત યજ્ઞથી દિક્ષા લેઇ ઉન્નતી પામો. ત્રણે લોકમાં એજ નિધાન છે એટલે સત્ય વાત છે.

---

## ધર્મ ગુપ્ત રાખવા વિષે.

य० अ० १७. मं० १८.

किँ स्विदा सीद धिष्ठान मारम्भणं कतम त्स्वित् कथासीत् ॥

જેમકે પરશેવો ને તલ્વારને ઠેકાણે નાંજ બોલવું. કેમકે એ વાત પોતાની મેળે થવાની છે.

---

## પૂર્વકાલનો ગુરૂ આજ છે.

यो० शा० समाधिवादे सुत्र २६

सएष पूर्वेषामपि गुरुः काले नानवच्छेदत् ॥

તે પોતેજ પૂર્વમાં પણ ગુરૂ હતો, એજ આજના કાલમાં પણ પોતેજ જ્ઞાન દેનાર છે ( ગુરૂ છે. )

---

## કોને માંનવું?

तै० आ० प्र० ७ अ०९—१.

एके चास्मच्छ्रेयाँ सोब्राह्मणः । तेषांत्व यासनेन प्रश्वसित-व्यम् । श्रद्धायेयम !...यथाते तत्र वर्त्तेरन् तथा तत्र वर्त्तेथाः ।

જે કોઇ હમારામાંથી સ્વચ્છ આચારવાલા બ્રહ્મા છે.(તેનો સંગ કર) તેને આસને જા, અને તેનાં વચનોમાં શ્રદ્ધા રાખ, અને તેઓના આચરણ પ્રમાણે તું પણ ચાલ.

સંપુરણ.

# અનુક્રમણિકા.




| નંબર | જ્ઞાન કથનાર | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | જ્ઞાન ૧ લું બાઇ બુઢાઇ વાચા. ... ... | ૧ |
| ૨ | ,, ૨ જું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૨ |
| ૩ | ,, ૩ જું બાઇ બુઢાઇ વાચા ... ... | ૪ |
| ૪ | ,, ૪ થું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૫ |
| ૫ | ,, ૫ મું બાઇ બુઢાઇ વાચા ... ... | ૬ |
| ૬ | ,, ૬ ઠું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૭ |
| ૭ | ,, ૭ મું બાઇ બુઢાઈ વાચા ... ... | ૮ |
| ૮ | ,, ૮ મું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૯ |
| ૯ | ,, ૯ મું બાઈ બુઢાઇ વાચા ... ... | ૧૦ |
| ૧૦ | ,, ૧૦ મું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૧૧ |
| ૧૧ | ,, ૧૧ મું બાઇ બુઢાઈ વાચા ... ... | ૧૨ |
| ૧૨ | ,, ૧૨ મું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૧૩ |
| ૧૩ | ,, ૧૩ મું બાઇ બુઢાઇ વાચા ... ... | ૧૪ |
| ૧૪ | ,, ૧૪ મું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૧૫ |
| ૧૫ | ,, ૧૫ મું બાઈ બુઢાઇ વાચા ... ... | ૧૬ |
| ૧૬ | ,, ૧૬ મું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૧૭ |
| ૧૭ | ,, ૧૭ મું બાઇ બુઢાઈ વાચા ... ... | ૧૮ |
| ૧૮ | ,, ૧૮ મું સદ્ગોર પીર ઇમામશાહ વાચા ... | ૧૯ |

૧૯ ,, ૧૯ મું બાઈ બુઢાઇ વાચા ... ... ૨૧
૨૦ ,, ૨૦ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૨૨
૨૧ ,, ૨૧ મું બાઈ બુઢાઇ વાચા ... ... ૨૩
૨૨ ,, ૨૨ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૨૪
૨૩ ,, ૨૩ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૨૫
૨૪ ,, ૨૪ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૨૬
૨૫ ,, ૨૫ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૨૭
૨૬ ,, ૨૬ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૨૮
૨૭ ,, ૨૭ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૨૯
૨૮ ,, ૨૮ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૩૦
૨૯ ,, ૨૯ મું બાઇ બુઢાઈ વાચા ... ... ૩૧
૩૦ ,, ૩૦ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૩૨
૩૧ ,, ૩૧ મું બાઇ બુઢાઈ વાચા ... ... ૩૩
૩૨ ,, ૩૨ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૩૪
૩૩ ,, ૩૩ મું બાઈ બુઢાઈ વાચા ... ... ૩૫
૩૪ ,, ૩૪ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૩૬
૩૫ ,, ૩૫ મું બાઈ બુઢાઈ વાચા ... ... ૩૭
૩૬ ,, ૩૬ મું સદ્‌ગોર પીર ઈમામશાહ વાચા ... ૩૯
૩૭ ,, ૩૭ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૪૧
૩૮ ,, ૩૮ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૪૨
૩૯ ,, ૩૯ મું બાઈ બુઢાઇ વાચા ... ... ૪૩
૪૦ ,, ૪૦ મું સદ્‌ગોર પીર ઈમામશાહ વાચા ... ૪૪
૪૧ ,, ૪૧ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૪૫

૪૨ ,, ૪૨ મું હાજરબેગ વાચા ... ... ૪૬
૪૩ ,, ૪૩ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૪૬
૪૪ ,, ૪૪ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૪૮
૪૫ ,, ૪૫ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૫૦
૪૬ ,, ૪૬ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૫૧
૪૭ ,, ૪૭ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૫૨
૪૮ ,, ૪૮ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૫૩
૪૯ ,, ૪૯ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૫૪
૫૦ ,, ૫૦ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૫૫
૫૧ ,, ૫૧ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૫૭
૫૨ ,, ૫૨ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૫૮
૫૩ ,, ૫૩ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૬૦
૫૪ ,, ૫૪ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૬૧
૫૫ ,, ૫૫ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૬૨
૫૬ ,, ૫૬ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૬૪
૫૭ ,, ૫૭ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૬૫
૫૮ ,, ૫૮ મું બાઇ બુઢાઈ વાચા ... ... ૬૬
૫૯ ,, ૫૯ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૬૭
૬૦ ,, ૬૦ મું બાઇ બુઢાઇ વાચા ... ... ૬૮
૬૧ ,, ૬૧ મું સદ્દગોર પીર ઈમામશાહ વાચા ... ૬૯
૬૨ ,, ૬૨ મું બાઈ બુઢાઇ વાચા ... ... ૭૦
૬૩ ,, ૬૩ મું સદ્દગોર પીર ઇમામશાહ વાચા ... ૭૧
૬૪ ,, ૬૪ મું બાઈ બુઢાઇ વાચા ... .. ૭૧

૬૫ ,, ૬૫ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૭૨

૬૬ ,, ૬૬ મું બાઈ બુઢાઈ વાચા ... ... ૭૩

૬૭ ,, ૬૭ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૭૪

૬૮ ,, ૬૮ મું બાઈ બુઢાઈ વાચા ... ... ૭૫

૬૯ ,, ૬૯ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૭૬

૭૦ ,, ૭૦ મું બાઈ બુઢાઇ વાચા ... ... ૭૯

૭૧ ,, ૭૧ મું સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા ... ૮૧

૭૨ ,, ૭૨ મું બાઈ બુઢાઇ વાચા ... ... ૮૩

૧ મદ્ય માંસનો ત્યાગ ... ... ... ... ૮૫

૨ અનન્ત ક્રોડીનો ખુલાસો ... ... ... ૯૧

૩ નાનુ સત્ય વચન ... ... ... ... ૯૬

૪ મોરની બાર કલા ... ... ... ... ૧૦૭



# સત્યપદ બોધીની.

અર્થાત

## શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ

### તથા શ્રી બાઈબુઢાઈની વાતો.

———:o:———

## જ્ઞાન ૧ પેહલું.



શ્રી બાઈબુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! મનુષ્ય જનમ પામી દુઃખ માંહે રહિયે;
અને દુઃખનો ન આવે પારજી. ૧

કેજીરે ભાઈ ! દુઃખ તેતો અતિ દોહલા કહિયે;
તે શું છૂટવાનો મારગ બતાવોજી. ૨

કેજીરે ભાઇ ! દુઃખ શું છોડાવે તે જીવ મોટા;
તેતો આદ ગુરૂજી સોહેજી. ૩

કેજીરે ભાઇ ! આદ ગુરૂ તે હમને બતાવો;
આદ ગુરૂ કેવા હોએજી. ૪
કેજીરે ભાઈ ! ગુરૂવિના કેમ દુઃખડાજ ટળશે;
તેતો સાંસો છે જીવને ભારીજી. ૫
કેજીરે ભાઇ ! આદગુરૂ કેમ કરી કહિયે ?
તેનો મારગ હમને બતાવોજી. ૬
કેજીરે ભાઈ! એ દુઃખ હમને બહુ બહુ પીડે;
તો ભાઈ હમને વ્હેલા ઉગારોજી. ૭
કેજીરે ભાઈ! બેનડી તુંમારી દુઃખમાં ડુબેલ;
વિરાભાઇ વ્હેલેરા શાએ આઓજી. ૮
કેજીરે ભાઈ! દુઃખ ટળી સુખ સોહેલા થાએ;
તેવા ગુરૂજી હમને બતાવોજી. ૯
કેજીરે ભાઈ! બાઇ બુઢાઈ તારી બેનડીજ બોલે;
તેની સાર તે વેહેલા કરજોજી. ૧૦

સંપુરણ.

—×—

## જ્ઞાન ૨ બીજું.

—o—

### શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! નાના હતા ત્યારે આપણે ના પુછયું;
કે આદગુરૂ કેને કહિયેજી. ૧

કેજીરે બાઈ! આદ્દગુરૂ જે સૌની શુદ્ધજ રાખે;
શુદ્ધ વિના ગુરૂ નવ હોયજી. ૨

કેજીરે બાઇ ! આદ્દગુરૂ તે જે નરને દેખાડે;
નરવિના આદૃગુરૂ નવ હોયેજી. ૩

કેજીરે બાઇ ! આદગુરૂ તે હોઈ તડ તારે;
ભૂલડાં કુમારગ લગાવેજી. ૪

કેજીરે બાઈ ! હોઇતિડ જે ગુરૂ તારે;
સોહી ગુરૂ શમ્મશ આયાજી. ૫

કેજીરે બાઇ ! ધરમ દાઢેરૂ બાઇ ધરમ દાઢેરૂ;
તમો પોતે તે ધરમાં રહેજોજી. ૬

કેજીરે બાઇ ! ધરમ માંહેતો નર્મિજ જોઇએ;
નરમી વિના નર નહિ આવેજી. ૭

કેજીરે બાઇ ! નર નારી જ્યારે એકઠા બેશે;
ત્યારે એકાન્તે વાતજ કીજેજી. ૮

કેજીરે બાઈ! બાપ આપણા નારી થઇ બેઠા;
ત્યારે અન્નંતનો સોહાગ પાયાજી. ૯

કેજીરે બાઇ ! તે ગોર પરતાપે ઇમામશાહ બોલ્યા;
ઇમામ શાહ ધરમાંહે આવ્યાજી. ૧૦

સંપુરણ.

---

# જ્ઞાન ૩ ત્રીજું.

---

## શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! પિતાજીએ જે ઘર સેવાજ કીધી;
અને આશા જેની તમે રાખોજી. ૧

કેજીરે ભાઈ! તે ઘરની સેવા કઇ રીતે કરશો ?
તેનો મરમ હમને બતાવોજી. ૨

કેજીરે ભાઇ ! હમારે પણ તેજ ઘરની આશા;
તેની સેવાનો ભેદ બતાવોજી. ૩

કેજીરે ભાઈ! સેવા માંહેતો શું ? શું ? જોઇએ ?
અને સાથે તે કોણ? કોણ? હોયજી ? ૪

કેજીરે ભાઈ! સેવાનાં ટાણા તે હમને બતાવો;
તેની વિધએથી જ્ઞાન સમૂજાવોજી. ૫

કેજીરે ભાઈ ! વ્યવહાર સેવાના હમે નવ જાણું;
તેના બંધણ તે હમનેજ બાંધોજી. ૬

કેજીરે ભાઈ! બાઇ બુઢાઇ તેરી બેહ્નાજ બોલે;
પિતાજીનાં પ્રતાપે કહેજોજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૪ ચોથું.

## શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઈ! સેવા કીજે ત્યારે કોઈ નાં લીજે;
એકાંતે સેવા નરની કીજેજી. ૧
કેજીરે બાઈ! અરધી રાતે હરની સેવાજ કીજે;
તો નરગુરૂ એકઠા આવેજી. ૨
કેજીરે બાઇ ! બોહોંતેર દુઆની જ્યારે જનોઈ પેહેરો;
તો ધરમબાઈ તમે પામોજી. ૩
કેજીરે બાઇ ! પર ધન પર માયાનું તમે ભાવ ન રાખો;
પરપુરૂષ ભાઇ બાપ નિરખોજી. ૪
કેજીરે બાઇ ! અર્દાશ માંગી હમો એ ઘર રહ્યા;
હમો ઇસ નર હાથ વેચાણાજી. ૫
કેજીરે બાઈ! ચેતી ચાલોતો કાંકણ બંધાવો.
કાંકણ બાંધી કાંઈ નવ બોલોજી. ૬
કેજીરે બાઈ! મહાદન, જપ તપ વિના નવ છૂટો;
તો સતી ભાવે જપ:તપ કરજોજી. ૭
કેજીરે બાઈ ! આશિષ અરશ કુરશીની પદવી;
તે આશિષ વિના કેમ ઓળખોજી. ૮
કેજીરે બાઈ! જ્યાં આવી અન્નંતક્રોડી મળશે;
ત્યારે તમે કયાંરે દેખાશોજી. ૯
કેજીરે બાઇ ! સંસાર દિન ચાર હસતાં રમતાં જાશે;
ઇમામશાહ કહે તમે ચેતીને ચાલોજી. ૧૦

સંપુરણ.

# જ્ઞાન ૫ પાંચમું.

——:૦:——

શ્રી બાઇ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! સંસારની હમને આશાજ નાહી;
તિશૂકા ભેદ હમને જાણયાજી. ૧

કેજીરે ભાઇ ! જૂઠી માયા સબ્ છોડકર ચલણા;
સોબીહે દુઃખકા દ્વારજી. ૨

કેજીરે ભાઈ ! વખત વેળાની જે જે ભક્તિ;
તે ભાઇજી હમને બતાવોજી. ૩

કેજીરે ભાઈ ! કાંકણ તે કેમ બંધાએ ?
તેનો ભેદ હમ્ને બતાવોજી. ૪

કેજીરે ભાઇ ! જપ ને તપ કોને જે કહીયે ?
તે કરવાની રીત બતાવોજી. ૫

કેજીરે ભાઇ ! હમો અજ્ઞાની કછુએ નવ જાણું;
સાચો મારગ હમને બતાવોજી. ૬

કેજીરે ભાઈ ! બાઇ બુઢાઇ અહર્નિશ કહેવે;
અબ્ હમ્કુ ભેદ બતાવોજી. ૭

સંપુરણ.

——:૦:——

# જ્ઞાન ૬ છઠ્ઠું.

——:૦:——

### શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! ચાર પોહોર હસ્તાં રમતામાં જાવે;
તેમાં ચાર ઘડી નુરની જાણોજી. ૧
કેજીરે બાઇ ! ચાર ઘડીમાં ચાર જોતજ જાણો;
તેમાં બે જોત ગોરની જાણોજી. ૨
કેજીરે બાઈ! સાંજની દુઆ ગત સાથે કીજે;
તે ચાર ટાણા ચાર ઘડી જાણોજી. ૩
કેજીરે બાઇ ! કુંભજલ વૃત સૂરભાણે રાખ્યા;
તેણે શાહનું રૂપ પિછાણ્યુંજી. ૪
કેજીરે બાઇ ! આશિષ દુઆ સૌ તેનીજ જાણો;
તે ગોર નરથી અરજ કરી માંગેજી. ૫
કેજીરે બાઇ ! પ્રભાતની વેલાએ સવેરા ઉઠો;
દાતણ પાણી સર્વે કીજેજી. ૬
કેજીરે બાઈ! આશિષ દાતણની બીબીફાતમા શું કીજે;
તે દાતણનું ફળ શાહો દેશેજી. ૭
કેજીરે બાઈ! ચારે જુગમાં અમ્ તમ્ એકજ હુતા;
તે આજ ગોરની કળામાંહે બેઠાજી. ૮
કેજીરે બાઇ ! બાઇ બુઢાઇ તમને શિખામણ આલું;
તે ચિત્તમાં રાખીને ચેતોજી. ૯

કેજીરે બાઈ! આપને પરતાપે ગોર ઇમામશાહ બોલ્યા;
તો સેવા વિના કેમ છૂટોજી. ૧૦

સંપુરણ.

---

## જ્ઞાન ૭ સાતમું.

---

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઈ! હું છું ગુનેહગાર બંદી તોએલી;
તમે કરો તે દયા ભાવજી. ૧
કેજીરે ભાઇ! દયા રાખી વળી ઇમાન રાખો;
અમે શરણે તમારેજ બેઠાજી. ૨
કેજીરે ભાઇ! ઘટ્માં છે ઘટ્ ને તમારી વાચા;
તો અમારી નિંદ્રાને ટાળોજી. ૩
કેજીરે ભાઇ! નિંદ્રાને ટાળી વળી સુદ્ધ બુદ્ધ દેજો;
તો દુનિયાનું હિરખ નવ આવેજી. ૪
કેજીરે ભાઇ! દુનિયાને હિર્ષે સર્વે દેવજ ભૂલ્યા;
તેની સુદ્ધ ન પોંતી છે કાંઇજી. ૫
કેજીરે ભાઇ! તે ગત્ દેજો જેમાં પરદાજ ખુલે;
બાઇ બુઢાઇ હોશે તેરી દાસીજી. ૬

સંપુરણ.

---

# જ્ઞાન ૮ આઠમું.

—— :o: ——

## શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઈ! ગુનેગાર તે ગોરના ચોરજ હોએ;
જે વેદ વિચારી નવ ચાલેજી. ૧

કેજીરે બાઈ! વેદ વિચારીને ગોરનરને ધાવે;
તે કાયકુ ગુનેહ્‌ગાર હોવેજી? ૨

કેજીરે બાઇ! અરજ કરોગે તો ન્યાય મત પાઓગે;
હમ્ તમ્ હેં ગુરૂકે ચેલેજી. ૩

કેજીરે બાઇ! સાહેબ સૌની આશાજ પુરે;
સોહી સાહેબ હે સુલ્તાનજી. ૪

કેજીરે બાઈ! સેવા વિના બાઈ મેવા ન હોવે;
મેવા તો સાહેબજીકે નામેજી. ૫

કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ એજ વિનંતી;
પરદા ખોલેગા મેરા અલ્લાહજી. ૬

સંપુરણ.

# જ્ઞાન ૯ નવમું.

## શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઈ! પાયા ભેદ અબ્ કાએકુ છુપાઓ;
હમ્‌તો લઇંગે તુમારી પાસેજી. ૧

કેજીરે ભાઇ ! અલ્લાહ ઈમામ હમ્‌તો એકજ લેખે;
ઉન્કે કરમસેં ભેદ બતાવોજી. ૨

કેજીરે ભાઇ ! સમજ વિનાં ઉંધે મારગે હતા;
જાકુ નહિ આપકી સુઝુજી. ૩

કેજીરે ભાઇ ! હમ્‌હી પાયા તો હમ્‌હી છુપાવે;
તુમ દિલ્મે ડર નહિ ધરનાજી. ૪

કેજીરે ભાઇ ! પરદા ખુલા અબ્ કાએકુ છુપાઓ;
હમ્ નહિ બોલે કોઇકે આગેજી. ૫

કેજીરે ભાઇ ! આપકા કહ્યા હમ્ ચિત્તમાંહે રાખ્યા;
ગુરૂજી તુમ્‌લી ભેદ હમ્‌કુ દીઓજી. ૬

કેજીરે ભાઈ! બાઇ બુઢાઇ તમારી બેહ્‌ના કહિયે;
બાપ દોનું કાહે એકજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૧૦ દશમું.

---

શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઈ ! સાચું બોલો ગુરૂ શું સાચુંજ બોલો;
તો ગુરૂ સૌનો છે સાથીજી. ૧

કેજીરે બાઇ ! અઢાર ફરજંદ સુલ્તાનજ કહિયે;
તે સૌ એક બાપકા ફરજંદ લહિયેજી. ૨

કેજીરે બાઈ! ઓલિયા ફરજંદ સુલ્તાનજ કહિયે;
બાઈ ઉન્કી હે તું તો બેહૂનાજી, ૩

કેજીરે બાઇ! ઓલિયા ફર્માનસેં હમ વિન્નતી કહેવે;
તો બાઇ બુઢાઇ હે હમારી બેહૂના.જી ૪

કેજીરે બાઇ ! પરદા ખુલ્યા તો હમ્કુ રજા;
કરો હુંશિયારી શંભારીજી. ૫

કેજીરે બાઈ! ગોર ઇમામશાહ રજાજ દેવે;
અશ્વારી અપ્ની સંવારીજી. ૬

સંપુરણ.

---:o:---

# જ્ઞાન ૧૧ અગિઆરમું.

—:‹:—

## શ્રી બાઇ બુઢાઇ વાચા.

—⁂—

કેજીરે ભાઇ ! દિવસ ઉગે ત્યારે ધંધામાંહે બેશીએ;
રાતે તો નિંદ્રા આવેજી. ૧
કેજીરે ભાઇ ! એ ખટ્ટ પોહોર અમો એમજ રહિયે;
તો વૈકુંઠ કયાં થકી લહિયેજી. ૨
કેજીરે ભાઇ ! સંસાર જૂઠો તેમાં કોઇએક ચેતે;
ચેત્યાને દહિંતનું ડર નહિ લાગેજી. ૩
કેજીરે ભાઇ ! દુષ્ટિલોક બહુ નિંદાએ લાગે;
તેને સાહેબ ઘાણીમાં પીલાવેજી. ૪
કેજીરે ભાઇ ! બાઇ બુઢાઇકી વિનતી સુણલો;
તો હમૂકું ક્ષમા ખુદા આલેજી. ૫

સંપુરણ.

# જ્ઞાન ૧૨ બારમું.

શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! નિંદા થાએતો તેમાં રસ ઘણું જાણો;
  તેમાં રસ ઘણેરૂં આવેજી. ૧

કેજીરે બાઇ ! નિંદા સુણો તો હમ્ ઘર મા આવો;
  જઈ રહો પીઅરીયા માંહેજી. ૨

કેજીરે બાઇ ! ચાચા તાજ દિન નિંદાએ લાગ્યા;
  તે ભરજોબનમાં જીવ દીધાજી. ૩

કેજીરે બાઈ! એવી નિંદા અમારે ચિત્તમાં ન આવે;
  ચિત્તમાં રાખે નવ્ જીવાએજી. ૪

કેજીરે બાઇ ! જુમ્લી જમાત સર્વ સ્વાર્થે લાગ્યા;
  પણ્ અમ્રાપુરકા જીવ કોઇજી. ૫

કેજીરે બાઇ ! અમ્રાપુર લેના તો ક્ષમા શું રહેના;
  ક્ષમા વિના તે નહિ આવેજી. ૬

કેજીરે બાઇ ! ગોર ઇમામશાહ અર્દાસ કહેવે;
  કેહેવે તે શાહાનિ ઝારીજી. ૭

સંપુરણ.

———:o:———

# જ્ઞાન ૧૩ તેરમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! તમે તો સરવે મેલીને બેઠા;
અમને સાસરીયામાં રહેવુંજી. ૧

કેજીરે ભાઇ! અમારા સાસરા બહુ બલવંત કહિયે;
તે સૈયદ જલાલ જાની જેવાજી. ૨

કેજીરે ભાઇ! બાદશાહનાં પીર બહુ વાતું પીછાણે;
નિંદા એ પીર નીચું જુએજી. ૩

કેજીરે ભાઇ! લાજ શરમ જ્યારે કુટુમ્બકીનાં રહેવે;
ત્યારે જીવ્યું નાં જીવ્યું કહેવાએજી. ૪

કેજીરે ભાઈ! તમે નાંગા થઇ ફકીરજ થાશો;
પણ અમારે કેમ કરી ચાલેજી? ૫

કેજીરે ભાઇ! સ્વાર્થ કારણ સરવે આવી મળશે;
જો કતલ ચાલેતો નાશી જાએજી. ૬

કેજીરે ભાઈ! બાઈ બુઢાઈ તારી એવી રીતે બોલ્યા;
જાહેર થઈ નાં રહેવાએજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૧૪ ચૌદમું.

શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા,

કેજીરે બાઈ! મોટપ જોશો તો મેળો નહિ થાશે;
સંસારમાં વગુતા રહેશોજી. ૧
કેજીરે બાઇ ! સાસુ સસરા તેરા મોટેરા કહિયે;
પણ બાપકા હે દર્વાનજી. ૨
કેજીરે બાઈ! તારે મારે હવે કાંઈ નથી બોલવું;
આજ દાડાથી કોલજ મૂકું જી. ૩
કેજીરે બાઈ! હવે અમારે પુરી ફકીરી જ લેવી;
તે હાજર બેગની સાથેજી. ૪
કેજીરે બાઇ ! હમારી પાસે તો કાંઈ ચીજ નથી.
તારા ભાઇઓએ કાંઈ નવ દીધુંજી. ૫
કેજીરે બાઇ ! તારે બાપે અમને ઈમાન આપ્યું;
તસ્બી શાકર હાથસું દીધીજી. ૬
કેજીરે બાઇ ! સંસારમાં તમારે હજાર વરસ રહેવું;
હમારી અજલ આવીને બેઠીજી. ૭
કેજીરે બાઈ! ભણે ગોર ઇમામશાહ સાંભલો બેના;
હવે અરજ હમારી એજ હોનાજી. ૮

સંપુરણ.

——:o:——

# જ્ઞાન ૧૫ પંદરમું.

---

### શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ ! અરજ તમારી તમ આપજ બુજો;
અરજ અમારી તમ પાસેજી. ૧

કેજીરે ભાઈ ! અરજ કરતાં કાંઇ વીલંબ નાં કીજે;
ઇસ્ અરજમે શાહા નિઝારીજી. ૨

કેજીરે ભાઇ ! ક્રિયા કરવી તો આશણુ ગ્રહી રેહણા;
તો નાત જાત ભ્રમના નાં રેહેવેજી. ૩

કેજીરે ભાઇ ! દીનકે મયાન દો દો તલ્વારનાં છાજે;
હમ્ ભુલડાને મારગે લગાડોજી. ૪

કેજીરે ભાઇ ! હમે જાણ્યું દોનું મારગ રાખેં;
પણ દીશે છે દોહેલો કામજી. ૫

કેજીરે ભાઈ ! દીનકા નગારા મેરે દિલમેં વાગ્યા;
હમ્ભી ચલેં તુમ સાથુંજી. ૬

કેજીરે ભાઇ ! બાઇ બુઢાઈ અરજ વિનતી બોલે;
તમે શાંભળો શિશામણ ભાઇજી. ૭

સંપુરણ.

---

# જ્ઞાન ૧૬ સોળમું.

## શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! તમે પોતાના જીવ કાજેજ ચાલો;
તેપણ જોત દેખીને તમે આવોજી. ૧
કેજીરે બાઇ ! કવણ અર્થે આજ કોઇ ન આવે;
સૌ કોઇ સ્વર્ગજ માંગેજી, ૨
કેજીરે બાઇ ! અમે તો સ્વર્ગ નાનપણમાં જોશું;
તે પણ બાપનાં વંચન પ્રમાણેજી. ૩
કેજીરે બાઈ ! સ્વર્ગ તમે જે આજેજ માંગો;
તે અમે કયાં થકી દૈયેજી. ૪
કેજીરે બાઇ ! ક્રિયા કરો તો તમે તે ઠામે પોહોંચો;
વળી હુરાંઉં શું હોશે મેળોજી. ૫
કેજીરે બાઇ ! જીવતા અમરાપુરી કોઈ નવ લેશે;
મૂવા પછી કોઈ કોઈને જડશેજી. ૬
કેજીરે બાઈ ! ભણે પીર ઇમામશાહ યેહીજ વિન્નતી;
ક્રિયા વિના કોઈ નવ્ પામેજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૧૭ સત્તરમું.



શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! સંસારનાં સર્વે રંગજ મેલ્યા;
હવે ક્રિયાકો ભેદ બતાવોજી. ૧

કેજીરે ભાઇ ! જિસ ક્રિયામેં જીવ ધારણ રહેવે;
સોહી ધારણકા ભેદ બતાવોજી. ૨

કેજીરે ભાઇ ! ઘેર બેઠા અમે બંદગીજ કીજે;
જિસમે અલ્લાહ મેરા રીઝેજી. ૩

કેજીરે ભાઈ ! સુતક્ પાતક્ જઇ દિલ્કા તાલા ખૂલે;
અંત્તર મેવા મુકત પાવેંજી. ૪

કેજીરે ભાઇ ! બાહોંતેર કોઠે બીચ નોબત બાજે;
એસા ભેદ હમ્કુ બતાવોજી. ૫

કેજીરે ભાઈ ! નાભ કમલ આગે જંત્રી છાજે;
ઉસ્મેભી જોતજ આવેજી. ૬

કેજીરે ભાઈ ! બાઇ બુઢાઇ તમારી બોલે;
અમને અજંપા જાપજ આવેજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૧૮ અઠારમું.

——;o:——

### શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ ! ભરજોબન પેહેલાં વાળીને લીજે;
અને કાળ ક્રોધ નાં કીજેજી. ૧

કેજીરે બાઈ ! મોટપ માંહે જ્યારે નાનપ લીજે;
ત્યારે બ્રહ્મ કલા હૃદય આવેજી. ૨

કેજીરે બાઈ ! ગરીબ મુશાફરની સેવાજ કીજે;
ને આગળ હાથ જોડી રહીજેજી. ૩

કેજીરી બાઈ ! અનસોયા મહા સતીજ કહીયે;
સર્વે ઉન્ પીછેજ ચાલેજી. ૪

કેજીરે બાઇ ! દ્રુપતિ સરખી કોઇ નાર નાં કહિયે;
સો ભી કીશી શું નવ બોલેજી. ૫

કેજીરે બાઇ ! માતા કુંત્તા સરખી કોઈ શીળ ન કહિયે;
જાકું દેવ સલામે આવેજી. ૬

કેજીરે બાઇ ! તારા રાણી સરખી કોઇ શીળ ન કહિયે;
 વિશ્વામિત્ર હાથ વેચાણાજી. ૭

કેજીરે બાઇ ! સીતા સરખી કોઇ સતી ન દેખી;
 જેણે શબ્દ ગુરૂકા રાખ્યાજી. ૮

કેજીરે બાઇ ! ઐસા શીળ જબ ઇન્હુને રાખ્યા;
 બોંહોંતેર કોઠે વાચા દીઠીજી. ૯

કેજીરે બાઇ ! જંત્રી વાજા તો ઇન્હું કું શોભે;
 જિન્ને કાળ ક્રોધ સર્વે કાઢયાજી. ૧૦

કેજીરે બાઇ ! અજંપાજાપ તો ત્યારેજ આવે;
 જ્યારે ઇન્ન શરીખા જીવ થાએજી. ૧૧

કેજીરે બાઇ ! ગોર ઇમામશાહ એવા વાણીજ બોલ્યા;
 તે સોહૂબત જોઇને ચાલોજી. ૧૨

સંપુરણ.

# જ્ઞાન ૧૯ ઓગણીશમું.

श्री बाई बुढाई वाचा.

કેજીરે ભાઈ ! એવીયું વાતું તમે અમને સંભળાવો;
તો એ વાતું આગળ કેમ ન કહ્યુંજી ? ૧
કેજીરે ભાઈ ! તે વેળામાં અમે કયાંજ હોતા ?
તે ભેદ કથો મોરા ભાઇજી. ૨
કેજીરે ભાઇ ! તે વેળા તમે આજજ જાણો;
તે સતીયુંને પરતાપેજી. ૩
કેજીરે ભાઇ ! જે કહો તે હમે આજજ માને;
જો ફરમાવો શો શિર ચઢાવુંજી. ૪
કેજીરે ભાઇ ! કામ ક્રોધ અહંકારજ મેલ્યા;
કહોતો કોઈ શું વાત ન કીજેજી. ૫
કેજીરે ભાઈ ! આશણ દીઓ હવે આશ તમારી;
ગોર કબીર દીનકી હિંયાળીજી. ૬
કેજીરે ભાઇ ! જુગા જુગકા અબૂ ભારજ ટાળો;
તો મેળા બીબીયાં કાજ હોવેજી. ૭
કેજીરે ભાઇ ! જોત વિનાં કછુ આનંદ ના હોવે;
ખાલી ભાંડે કામ ન સીજેજી. ૮
કેજીરે ભાઈ ! બાઇ બુઢાઇકી વિનંતી અયેશી;
હવે ચિત્ત રાખો મોરા ભાઇજી. ૯

સંપુરણ.

# જ્ઞાન ૨૦ વીશમું.



### શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! સુનો જ્ઞાન અબ ચિત્તજ ધરના;
અને દુઆ સુનંત સબ સંવારોજી. ૧

કેજીરે બાઈ! દુઆ સુનંત જબ તમકું આવે;
તબ ઘટમાં જોત હોવેજી. ૨

કેજીરે બાઇ ! ઘટકી જોત જબ દિલમાં આવે;
તબતાલી બોહોંતેર કોઠે લાગેજી. ૩

કેજીરે બાઇ ! તાલી આવે ત્યારે તાલાજ ખુલે;
તબ અનાજ કોઈ પેટભર નાં ખાવેજી. ૪

કેજીરે બાઈ! જંતર તબ જોર કરેગા;
તબ અજંપા જાપ ઉઠેગાજી. ૫

કેજીરે બાઇ ! આપ ઘરમે બોહોત દ્રષ્ટિ પોહોંચી;
તબ હમ્ તુમ વલી ભેળા હોવેજી. ૬

કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ હવે વિલંબ ના કીજે;
હાથે રાંધીનેજ ખાજો. ૭

સંપુરણ.

# જ્ઞાન ૨૧ એકવીસમુ.

---

શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઈ! દુઆ સુન્નતકા હમ્ ભેદનાં જાણે;
તમ્ આપ હમ્ કુ શિખાવોજી. ૧

કેજીરે ભાઇ ! ખાણા પીણા હમ્ હાથું પકાવેં;
અબ દાસીશું કામ ન લેણાજી. ૨

કેજીરે ભાઇ ! તમે કહો તે ધંધોજ કરેં;
ભાંત ભાંતકા ગુલ શીવેંજી. ૩

કેજીરે ભાઇ ! ઉસ્ ધંધેમેં લેકર ખાનાજ ખાવેં;
ઓર પેટકુ પાટા ભી દેવેંજી. ૪

કેજીરે ભાઇ ! જિસ્ બાતુંમે અલ્લાહ નબી રાજી;
ઉસ્મે મારગ સોહેલા પાવેંજી. ૫

કેજીરે ભાઇ ! અપણે નાના દાદાઉપર કશણીજ બીતી;
અપણે ઉસસે મોટેરા નાંહીજી. ૬

કેજીરે ભાઈ ! બાઈ બુઢાઇકી વિન્નતી શુણો;
હમ્તો શાહોજી કે હાટ બેચાણાજી. ૭

સંપુરણ.

---

# જ્ઞાન ૨૨ બાવીસમું.



શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! વિન્નતી તમારી હમ્ ચિત્તમાંજ રાખું;
તો ચિત્ત મન એક પીછાણોજી. ૧
કેજીરે બાઇ ! શિર દીધું ત્યારે કેવોજ ભય છે ?
તે ભયને તમે મેલી દેજો. ૨
કેજીરે બાઈ! સત્પંથ સેવ્યામાં ભય છે કેવો ?
સત્પંથ શું રાખો સેવાજી. ૩
કેજીરે બાઈ! જીકર ફીકર પેહેલાં ચિત્તમાંજ રાખો;
તો દુઆ શુન્નત શિર લેજોજી. ૪
કેજીરે બાઈ! દુઆ શુન્નત મવ્લાઅલીકી કહિયે;
જિસ્કે જાપશેં બરકત આવેજી. ૫
કેજીરે બાઈ! બરકત્ આવે ત્યારે સબ કુચ્છ પાવે;
તો ઈમાન ભી સાબિત્ રેહવેજી. ૬
કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ કેટલું સમ્જાવું;
તમે થોડામાંહેથી થોડું લેજોજી. ૭

સંપુરણ.

——:o:——

# જ્ઞાન ૨૩ ત્રેવીસમું.

—⋙⋘—

## શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે બાઈ! ક્ષોભ કારણ બહુ દુઃખ દોહલા;
 પેહેલું આશણ દૂધજ જોઇએ જી. ૧

કેજીરે બાઇ ! દૂધ આચરણ તે તમેજ થાઓ;
 તો હમ્ કુ ભી દૂધ સોહાવેજી. ૨

કેજીરે ભાઇ ! મેરમનો શું કામજ દીશે;
 જો દયા કરો મોરા ભાઇજી. ૩

કેજીરે ભાઇ ! જગ્યા મગ્યા પેહેલીજ માટીજ જોઇએ;
 સોહીમાટી મેરી કાયાજ જાણોજી. ૪

કેજીરે ભાઈ! મેરણ એક તિલ હમ્કુ ચખાવો;
 દુજા કાએકો મેરમ ચાહિયેજી. ૫

રેજી ભાઇ ! ગ્રથગોલો જયારે આવી તરેહ મળે;
 પછે કયશા વલોણા વલોવેજી. ૬

કેજીરે ભાઈ! બાઈ બુઢાઇ છોટેરી આંખે;
 અને અપના જીવને સમ્જાવેજી. ૭

સંપુરણ.

——:o:——

# જ્ઞાન ૨૪ ચોવીસમું.

શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! સમૂજાવવું બહુ મુશ્કિલ જાણો;
એવા સમૂજે તો સારા સંસારજી. ૧

કેજીરે બાઇ ! આંટ કોડ બ્રહ્માએ તપ સાધ્યા;
તોએ મેરમઉન્ હાથનાં આયાજી. ૨

કેજીરે બાઈ ! નવખંડ પૃથ્વી સલામજ કીધા;
તોએ મેરમ કિન્ને નાં દીધાજી. ૩

કેજીરે બાઈ ! અઢાર ભાર વનસ્પતિ પાન પાન સોધ્યા;
તોભી મેરમ હાથુંનાં આયાજી. ૪

કેજીરે બાઇ ! સાત સાહેરમાં જાકર સોધ્યા;
તોએ મેરમ નાંહી પાયાજી. ૫

કેજીરે બાઇ ! ગ્રથ ગોલોભી તબ હાથુંજ આવે;
જબ સાચા મેરમ હાથ લાગેજી. ૬

કેજીરે બાઈ ! ભણે ગોર ઇમામશાહ સાંભળો બેના;
આતો મેરમ મલશે દોહલાજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૨૫ પચીસમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઈ! નવખંડ પૃથ્વી તો નારાયણ બૂઝે;
ઉંવાંસે રસ હમકું દેણાજી. ૧

કેજીરે ભાઇ! આઠ કોડ બ્રહ્મા હમ્ તુમ્કુ જાણે;
ઓર કાહેકું ઢુંઢણ જાવેંજી. ૨

કેજીરે ભાઈ! અઢાર ભાર વનસ્પતિ તેરે હાથકે નીચે;
પાંત પાંત હે તેરા મુખજી. ૩

કેજીરે ભાઈ! સાત સાહેર તેરી કાયાજ ભણિયે;
હમ્ ઉંવાંસે મેરમ માંગેજી. ૪

કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તુમે કિત્તાક કેહેવે;
તુમ દયા કરોને દિવાનજી. ૫

સંપુરણ.

# જ્ઞાન ૨૬ છવીસમું.



શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઈ! દીવાન હાકમૂતો અલ્લાહકું કહિયે;
જિસકી કુદરત સબૂ પસારીજી. ૧

કેજીરે બાઈ! સબકુચ્છ યેહ મેરી કાયામે કીના;
સો હમૂતો હૈ ગરીબ નિકારીજી. ૨

કેજીરે બાઈ! હમૂ તુમ દોનું એકજ હોંગે;
પણ શબ્દ રૂપજ ન્યારાજી. ૩

કેજીરે બાઈ! શબ્દ દેવે તબ બુદ્ધજ આવે;
સો કાચે પાઈએ બુદ્ધ નાંહીજી. ૪

કેજીરે બાઈ! કાચે પાઇએ જે કોઈ બુદ્ધજ રાખે;
સોતો ફિર ફિર અન્તાર લેવેજી. ૫

કેજીરે બાઇ! અન્તાર લિઆતો જન્મ ગમાયા;
તો કહાંસે મુકિત માંગેજી. ૬

કેજીરે બાઈ! ભણે ગોર ઇમામશાહ શાંભલો બ્હેના;
સમજ વિના શુદ્ધ નહિ પાવોજી. ૭

સંપુરણ.



# જ્ઞાન ૨૭ સત્તાવીશમું.



## શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! ખોજી ખોજી હમ મારગ પાયા;
  સો કાચા મારગ નહિ જાણુંજી. ૧

કેજીરે ભાઈ! અન્તાર હમારા ઈસ્ ઘરમાં આયા;
  તબ સંદલ સૂરાણ સંવાર્યાજી. ૨

કેજીરે ભાઈ! અન્નતકા ધણી મેરા બાપજ કહિયે;
  જિસ્કુ સરવે સૂજના હોતીજી. ૩

કેજીરે ભાઇ! જિસ્કી શરણાગત્ સબકોઇ રેહેવે;
  ઉન્કી યુકિત ન્યારી જાણોજી. ૪

કેજીરે ભાઇ! ઉન્કે મુખશે હમ યુંહી સૂન્યા;
  કે હમ્શે મોટેરા ભી હોવેજી. ૫

કેજીરે ભાઈ! એસા શબ્દ હમ્ બાવાકા શુનિયા;
  તબહી હમ્ તુમ્કું કેહવેંજી. ૬

કેજીરે ભાઈ! ભણે બાઇ બુઢાઈ સુણો મોરે મોટા;
  યેહી ભેદકી શુદ્ધ હમ પાઇજી. ૭

સંપુરણ.



# જ્ઞાન ૨૮ અઠ્ઠાવીસમું.



## શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! ભેદ પાયા સો હમ્કુ બતાઓ;
  હમૂભી શુદ્ધ કછુ પામેજી. ૧

કેજીરે બાઇ ! શુદ્ધ આવે તબ બુદ્ધભી આવે;
  હમૂહેં નાનેરા તેરા ભાઇ. ૨

કેજીરે બાઇ ! અન્નતકા ધણી તેતો મોટેરા કહિયે;
  જિશ્કી શાખ નવખંડ માંહીજી. ૩

કેજીરે બાઇ ! ઉન્કે મુખથી બાતાં જો સુનિયાં;
  ઉસ્કી હમ્કુ ખબર કછુ નાહીંજી. ૪

કેજીરે બાઇ ! ખબર મીલે તો ઉસ શબ્દ પર ચલના;
  તબ હી મેલા દિનકા પાવેજી. ૫

કેજીરે બાઇ ! દિનકા મારગ ચેહીજ કહિયે;
  શબ્દ શુણિયે અપ્ને કાનજી. ૬

કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ હમ્કુ શંભલાવો;
  તો મોક્ષ મારગ હમ્ભી પાવેંજી. ૭

સંપુરણ.



# જ્ઞાન ૨૯ ઓગણુત્રીસમું.

### શ્રી બાઇ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! મોક્ષ મારગકી સુનોરે બાતાં;
હમ્શે પૂંછો ભલે યેહી ધાતાંજી. ૧

કેજીરે ભાઇ ! સોને રૂપેકા હે વેઢ તુમ્ હાથે;
ઔર ત્રુઆ કડિયા બિરાજેજી. ૨

કેજીરે ભાઇ ! ત્રુઆ કડિયાકી શુદ્ધજ હોવે;
તો હમ્ભી સોનેકા મૂલ પાવેંજી. ૩

કેજીરે ભાઇ ! જિસ વખત આપે જામા સમાર્યા;
તબ હમ્ હજુરીમાં બેઠાજી. ૪

કેજીરે ભાઇ ! સેહેદ શાકર જબ હમે મૂખમાંહી દીતી;
તબ બાવા વચન યેહી બોલ્યાજી. ૫

કેજીરે ભાઇ ! જાગતી જોત સબ તુજકુહી દીની;
યેહી બાવાકે મુખશે શુનિયાજી. ૬

કેજીરે ભાઇ ! નવખંડ માંહે તમને બ્રહ્માજ કહિયે;
અયેશા શબ્દ હમ્‌ને પાયાજી. ૭

કેજીરે ભાઇ ! બાઇ બુઢાઇ સાચી વાતજ કહેવે;
છેડા તુહ્મારા તબ્હીશેં પકડયાજી. ૮

સંપુરણ.

# જ્ઞાન ૩૦ ત્રીશમું.

### શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! તેનો છેડો પકડો જેણે નવખંડ સર્જ્યા;
અને સર્જ્યા તે સંસાર સારાજી. ૧

કેજીરે બાઈ ! આદ બ્રહ્મા તે તો સાચાજ જાણો;
જિસ્થી ચારે વેદ પ્રકાશ્યાજી. ૨

કેજીરે બાઇ ! બાપની વાતું જો ચિત્તમાંહી ધરશો;
તો તમ્કું ભાઈ નહિ બોલાવેજી. ૩

કેજીરે બાઈ ! માતા દેવે તમ્કું તમારે ભાઇજિ દેવે;
દેવે સો માન બોહોતેરાજી. ૪

કેજીરે બાઈ ! અમારી પાસે તો ખાવા પીવા નાહી;
અને નાંહી જુમ્લી જમાતજી. ૫

કેજીરે બાઇ ! ખાવા પીવાની હમને ઓશિયાળી;
હમ્શું બોહોત નહિ કછુ હોવેજી. ૬

કેજીરે બાઇ ! ગુરૂ ઇમામશાહકી શુણો વાણી;
એસા ભૂખ્યા હે પેટ અપારીજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૩૧ એકત્રીસમુ.

——:o:——

श्री બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! ભૂખ્યા તૃષ્યાકુ ખુદા રોટીજ દેવે;
ઓર માનતો બ્રહ્માજી હાથુંજી. ૧

કેજીરે ભાઇ ! જુમ્લી જમાત સર્વ ખુદાકા કહિયે;
ઓર ધન્ન માલહે સબ્ તેરાજી. ૨

કેજીરે ભાઇ ! મેરા માલ હે સો તેરી સાત પેઢી ખાવે;
ભલે ખાએ હમ્કું હે ઉઠણાજી. ૩

કેજીરે ભાઈ ! તેરી ફકીરી સો હમ્હી કબૂલી;
કબૂલીંગે કાજી મુલ્લાં પાસેજી. ૪

કેજીરે ભાઈ ! દિનકા સોદા સો ખંડા કેરી ધાર;
જો કાહેર હોયેસો નર્કે જાવેજી. ૫

કેજીરે ભાઈ ! હિરામોતીકી અબ ગાંઠડી કીની;
જિસ્મે મોક્ષ મારગ સબ કીનાંજી. ૬

કેજીરે ભાઇ ! ભણે બાઇ બુઢાઇ ઉમ્મત નબીકી;
અબ છેડા મેરે શિરપર વાશોજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૩૨ બત્રીસમુ.

——(૦)——

**શ્રીસહગોર પીર ઇમામશાહ વાચા.**

કેજીરે બાઇ ! ઉમ્મત નબીકી સારા સંસાર જાણો;
 ત્યું પીર પેગામ્બર શુલ્તાનજી. ૧

કેજીરે બાઈ ! સબ નબીયુંમેં હે મહમ્મદ શિરદાર;
 જિસ્પે કુર્આન ઇર્ફાન આયાજી.

કેજીરે બાઇ ! અબ કરલો જીવકી મુકિતકી બાતાં;
 અબ દૂજી બાતાં નવ કીજેજી. ૩

કેજીરે બાઈ ! દુજી બાતોં માંહે ભેદ ન આવે;
 કરો અબતો ભેદકી બાતાંજી. ૪

કેજીરે બાઈ ? નહિ ઠામ નહિ ઘર હે હમારા;
 અને નાંહી કાંઇ તકિયાજ કીનાજી. ૫

કેજીરે બાઇ ! હાજર બેગશું હમ અરજજ કીનાં ;
 ઓર હુઆ સુન્નત ભેદ લીનાજી. ૬

કેજીરે બાઈ ! હાજર બેગશું જઇ કુમ્ભજલ થપાવો;
 પીછે થપાવો હમારે હાથેજી. ૭

કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ ઇમાનજ રાખો;
 નહિકાં દિન દુનિયાં બેથી જાશો. ૮

સંપુરણ.

# જ્ઞાન ૩૩ તેત્રીસમું

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! દિન દુનિયાંશું જબ હમ્ જાવેં;
તબ બંધન તુમારા કયું રેહવેજી. ૧

કેજીરે ભાઇ ! હાજરબેગ આગલ હમ્ કિશ વખત જાવેં;
સોહી જાનેકા વખત ફર્માવોજી. ૨

કેજીરે ભાઇ ! સોહીવખત હમ્ ચિત્તમાંહે રાખેં;
ઓર ઠામ ઠેકાણા બતાવોજી. ૩

કેજીરે ભાઈ! કોનસા ઠામ ને કોન ઠિકાના;
સોહી ભેદ કહો મેરે ભાઇ. ૪

કેજીરે ભાઇ ! જોત જુગત હમતો કછુઅ ન દેખી;
ઓર નાંહી બૂઝે ઉસ્કા ભેદજી ૫

કેજીરે ભાઇ, તુહી બતાવો હમ્કો યેહ ભેદ;
તો જાવેં હાજરબેગકે પાસેજી. ૬

કેજીરે ભાઈ! નહિ કછુ જાને નહિ કછુ બૂઝે;
સોકયુંકર જાવેં ઉન્કે આગેજી. ૭

કેજીરે ભાઇ ! હાજરબેગકું કયુંકર બુલાવે ?
સોહી ભેદ બતાવો મોરા ભાઇજી. ૮

કેજીરે ભાઇ ! બાઈ બુઢાઈ ભણે જજ્માન તેરી;
હમ્કું શબ્દ શિખાવો મોરા પીરજી. ૯

સંપુરણ.

# જ્ઞાન ૩૪ ચોત્રીસમું.

શ્રી સગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે ભાઇ ! શબ્દકે જજમાન સબ કોઈ હોવે;
પણ સાચા નબી સબકા પીરજી. ૧

કેજીરે બાઇ ! અપને ઘરમે જજમાની કેશી ?
અપને અલીકે હેં ગુલામજી. ૨

કેજીરે બાઇ ! હાજરબેગ તો અપને દરવાજે રેહતા;
પણ દોલત બાપે ઉન્કુ દીતીજી. ૩

કેજીરે બાઇ ! ઉન્કુ શુદ્ધ સબ પિયુજી કેરી;
હમ્તો હેં બાલક સ્વરૂપજી. ૪

કેજીરે બાઇ ! બાપકે બારણે બેઠકજ હોતી;
ત્યાં થાપના થાતી સાચીજી. ૫

કેજીરે બાઇ ! તમારે સસરે કે ઘેર કુરાન બોતેરા;
ઓર તસ્બી કુરાનકી પૂઝેંજી. ૬

કેજીરે બાઈ ! હમારે ઘરમેંબી કુરાનજ પૂઝેં;
ઓર અવર કછુ નાંહી જાણેજી. ૭

કેજીરે બાઈ ! સોહી બાતાં જો જાહેર હોવે;
તો મુસ્લમાન નીકલકર મારેજી. ૮

કેજીરે બાઇ ! ભણે ગોર ઈમામશાહ હમ્કુ હે બીક;
ઉસ કારણ થરથર કાંપેંજી, ૯

સંપુરણ.

# જ્ઞાન ૩૫ પાંત્રીસમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઈ! થરથર કાહેકું મન ખોફજ રાખો;
  હમ્ સબ બૂઝે તમ્ બાતાં. ૧

કેજીરે ભાઈ! સત્પંથકી રાહ સાચીજ જાણુંજી;
  ઇત્ના હમ્બી સમ્જે હેં સારજી. ૨

કેજીરે ભાઇ! બાપકે ડેલેમેં કરેજો પૂજા;
  તો જો ચાહિયે સો હમહીં મંગાવેંજી. ૩

કેજીરે ભાઈ! ખાંડ ગ્રથ ઓર પાની ચાહિયે;
  ઔર મેવા અનેક મંગાવેંજી. ૪

કેજીરે ભાઈ! એલચી જાવંત્રી ઓર જાયફલ ચાહિયે;
  લવિંગ ઔર કુચ્છ સામાનજી. ૫

કેજીરે ભાઇ! ડામણા વાસણ સારે મંગાવું;
  જો મુખશે બોલો સોહી લાવુંજી. ૬

કેજીરે ભાઇ! હમ્માલ મજુરને પરદા મંગાવું;
  લાકડાં લોઢાં કહો સોહીજી. ૭

કેજીરે ભાઇ! ઉંચ બીચ હમ જાકર લાવેં;
  ઔર સબ કુચ્છ તુમકું દીયાજી. ૮

કેજીરે ભાઇ ! કિત્તે હજાર રૂપે નગદ્ દેવેં ?

ગુલામ ચાહિયે હજુરજી. ૯

કેજીરે ભાઇ ! હાજરબેગકું જો ઘોડા ચાહિએ ?

તો હમ દેવેં જોડ વેલાજી. ૧૦

કેજીરે ભાઈ ! કહો તો ઓલિયાસેં મેળા કરાવેં ?

ઓર કાજી પાદશાહકી મોહોરાંજી. ૧૧

કેજીરે ભાઇ ! સર્વે જમાતું તમ પાસેજ આવેં;

તમારી રજા વિનાં કાંઇ નહિ હોવેજી. ૧૨

કેજીરે ભાઇ ! જો મેરી માયાસો તુમ્કું હલાલ;

તુમ છોડો સો હમ ખાવેંજી. ૧૩

કેજીરે ભાઇ ! બાઇ બુઢાઇ એણીપેર બોલ્યા;

હમ તો શબ્દું તેરે બંધાણાજી. ૧૪

સંપુરણ.

# જ્ઞાન ૩૬ છત્રીસમું.



### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! હમ શું બંધાણા તબ કયેસી માયા ?
  માયાકા નહિહે રંગાજી. ૧

કેજીરે બાઇ ! બીછાણા દીયાને મેવાજ લેણા;
  તબ લેકર કયાસો કરનાજી. ૨

કેજીરે બાઇ ! જુમે રાતે તમ આપ પખારો;
  અને ધુપ દિવા રચના કરનાજી. ૩

કેજીરે બાઇ ! કુમ્ભ જલકા જબ શબ્દજ લેના;
  પીછું હમ તુમ્કો શબ્દજ કહેનાજી. ૪

કેજીરે બાઈ ! બોહોત કેહેણેસે કછુ કામજ નાંહી;
  હમ ઓર હાજરબેગ સિધાવેંજી. ૫

કેજીરે બાઇ ! તમારે કાજ હમઇત્ના દિન રેહેવે;
  પીછે હમકું હુકમ સર રેહેણાજી. ૬

કેજીરે બાઇ ! જુગત દેખી તુમ મુક્તશું રેહના;
  કાયા કાલે ચલ જાશેજી. ૭

કેજીરે બાઈ ! તેરી માયા લેઇ હમ જો ખાવે;
  તો ધર્તિ આકાશ બિચ કયું રેહેવેંજી. ૮

કેજીરે બાઇ ! તેરા મેરા ખેલ જબ જાહિર હોયગા;
તબ સમુદ્ર છલેગા પાણીજી. ૯

કેજીરે બાઇ ! છાની બાતાં જબ જાહેર હોયગી;
તબ મચ્છાશિર જોર એક આવેજી. ૧૦

કેજીરે બાઇ ! જિત્તા મચ્છા જાહેર જો હોવે;
તિત્તા તો જાહેર જો દેખેજી. ૧૧

કેજીરે બાઇ ! સાહેર ભરિયા શો કોઇ કોઇ પીવે;
જો પીવે સો પાકજ હોવેજી. ૧૨

કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ હમ સ્વર્ગ જાએગે;
સો તમકું કહુ સાચી બાતજી. ૧૩

સંપુરણ.



# જ્ઞાન ૩૭ સાડત્રીસમું.

—:o:—

### શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! સાચી બાતાં તે તો સાચીજ કહિયે;
 સાચા બિના સ્વર્ગ નાં પામેજી. ૧

કેજીરે ભાઇ ! જુમેરાતકું જો હમ ડેલે બિચ જાવેં;
 સો એકલી કે લોડિયાં સાથજી. ૨

કેજીરે ભાઇ ! એકલી તે આધી રાતકુંજ આવેં;
 સો હાજર બેગકું કેહ છોડોજી. ૩

કેજીરે ભાઈ ! મેવા દુઆ કોન લેકર આયગા ?
 સો તુમ કહો ઉસ્કા ભેદજી. ૪

કેજીરે ભાઇ ! બીબી રાતકું ચલ કર આઇ;
 સો આઇ પિયરીયે દ્વારજી. ૫

કેજીરે ભાઇ ! આગળ આવી ગુરૂ ઇમામશાહ બેઠા;
 હાજરબેગ દરવાજે બહારજી. ૬

કેજીરે ભાઈ ! બાઇ બુઢાઇ એવી વિન્નતી બોલે;
 બિરદ પાલો ગુરૂ સાચાજી. ૭

સંપુરણ.

—:o:—

# જ્ઞાન ૩૮ આડત્રીસમું.

**શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા.**

કેજીરે બાઇ ! બિરદ તેરા ખુદા કબુલ સો કરે;
અબ કરો અયેસી તૈયારીજી. ૧

કેજીરે બાઇ ? બિરદ પાલી સત્ય ધર્મમાં આવી;
હાજર બેગ હુવા હજુરજી. ૨

કેજીરે બાઇ ! ઘટ્ટ પુજીને પાટ પુજા દેખાડી;
કુંભજલ વરત દેખાડયાજી. ૩

કેજીરે બાઈ! બાઇ બુઢાઇકે દ્રષ્ટે ખોટજ આવી;
યેહતો કુરાન બીચ નાંહીજી. ૪

કેજીરે બાઇ ! હમ આગું તુમ્કુ કિત્તાજ કહ્યા;
યેહતો ઓર મારગ કછુ જાનોજી. ૫

કેજીરે બાઇ ! સત્ય મારગ જો સત્ય શું રાખો;
તો અમારે ઘેર તુમ આવોજી. ૬

કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ શુંણો મેરી બેની;
અમારા મારગ તમે દેખ્યાજી. ૭

સંપુરણ.

———:૦:———

# જ્ઞાન ૩૯ ઓગણચાલીસમું.

શ્રી બાઇ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! અયેશા મારગ હમ કભુએ નાં દેખ્યા;
નહિ શિખ્યા ઓર શુનિયાજી. ૧

કેજીરે ભાઇ! બાપ આપણો તે શાહને સેવતા;
એવા સત્પંથ સાચાજ જાણોજી. ૨

કેજીરે ભાઇ! તારે મારે હવે સલા માલેકી કહિયે;
પણ વચન શિરપર લહિયેજી. ૩

કેજીરે ભાઇ! ઘટ્ટ થાપ્યાને પાટજ માંડયા;
અને કુંભજલ અમે લીનાજી. ૪

કેજીરે ભાઇ! કુંભજલ વેદ પ્રમાણે સાચા;
પણ હાજરબેગ હાથે લીનાજી. ૫

કેજીરે ભાઈ! તમારે આગે હમ તો શિર ધરિયા;
પણ હમકુ દિદારજ દેજોજી. ૬

કેજીરે ભાઇ! બાઈ બુઢાઈ એવી અરદાસ બોલ્યા;
તે પીઅરકે ઘર માંહેજી. ૭

સંપુરણ.

———:o:———

# જ્ઞાન ૪૦ ચાલીસમું.

શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! પીઅર કે ઘરમાં ધરમ રચનાં;
તે પહેલી થાપના હાજરબેગ કર્તાંજી. ૧
કેજીરે બાઇ ! યેહ મુખી પિતાજીકે ધર્મકાજ કહિયે;
બાલક પીર સર્વે જાણેજી. ૨
કેજીરે બાઈ ! ઉન્કે હાથમે અપ્ને બાલક ખેલે;
તાકે આગે છુપી કહાં જાવેંજી. ૩
કેજીરે બાઈ ! હાજરબેગ અસલ ગુલામ હમારા;
સો હમ્ ચીચા કર બોલેજી. ૪
કેજીરે બાઈ ! બાપકા વચન હમૂકો અયેસા જો હે;
કે હાજરબેગકે સાથ ચલનાંજી. ૫
કેજીરે બાઇ ! પેહેલી થાપ હાજર બેગ કરેગા;
હમ્ તુમ્ જા નુર પીવેંજી. ૬
કેજીરે બાઈ ! ભણે ગોર ઇમામશાહ શાંભલો બ્હેનાં;
કાયા કાલે ચલકર જાવેજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૪૧ એકતાલીસમું.

શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! કાલે કાયા ચલકર જાશે;
પણ સંપુરણ બચન અમ્મર નાંહીજી ? ૧
કેજીરે ભાઇ ! જો ફર્માવો સો હમ્ શિર ચડાવે;
હાજરબેગ બુઢ્ઢા પિછાણેજી. ૨
કેજીરે ભાઇ ! પેહેલી થાપનાં હાજરબેગજ દેવે;
હમ્ હાથું કર કર લેવેંજી. ૩
કેજીરે ભાઇ ! વાચાકા ભણિયા તમારે જો રેહેવે;
તો હમ્ ચાલેં તમારી સાથેજી. ૪
કેજીરે ભાઇ ! ચલકર તુમ આપ બેચોગે !
તોબી ઇમાન નહિ જાવેજી. ૫
કેજીરે ભાઇ ! હમ્ તમારી શરણેજ રેહેવેં;
હમારે તુમ હો બડેરે ભાઇજી. ૬
કેજીરે ભાઇ ! અયેશા જ્ઞાન બાઈ બુઢાઈ બોલ્યા;
હમ્કુ અમીરસ પાઓજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૪૨ બેંતાલીશમું.

—•—

શ્રી હાજરબેગ વાચા.

કેજીરે બેટી ! શુણો વેણુ હમારા ચિત્ત રાખો;
અબ બાવાતો હે નાના રૂપજી. ૧
કેજીરે બેટી ! હમ્ બુઢ્ઢા બોહોત દિન્‌જ હુવા;
તમારે ઘરમે જોબન સ્વરૂપજી. ૨
કેજીરે બેટી ! ભાઇ બેન જ્યાં તમે સ્વર્ગે બેશો;
ત્યાંભી હમ્ તુમારા ગુલામજી. ૩
કેજીરે બેટી ! જિન્નતી મેવા તુમારે હમ્કુ દેના;
હમ્હેં તુમારા ગુલામજી. ૪
કેજીરે બેટી ! કિત્તે અવ્તાર હમ્ ગુલામીમે આયા;
અબ્ અમ્મર હોવેં તમ હાથુંજી. ૫
કેજીરે બેટી ! જિન્ને જાણ્યા ઉન્ને મારગ પાયા;
બિન્ જાણે મારગ ન પાવેજી. ૬
કેજીરે બેટી ! મારગ પાયા સો ઉસ્ને છુપાયા;
ગુરૂ વચને મારગ સૂઝેજી, ૭
કેજીરે બેટી ! ગુરૂ પ્રતાપે હાજરબેગ બોલ્યા;
તે બાઈ બુઢાઈ કે પાઉંજી. ૮

સંપુરણ.

——:o:——

# જ્ઞાન ૪૩ તેંતાલીશમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે બાવા ! હમ્‌તો આયા ભાઇકે સંગાતે;
તુમ્‌ તો હો બુઢ્ઢાપણ માંહેજી. ૧

કેજીરે બાવા ! બાવા કે દરવાજે દરવાની કર્તા;
તો તુમ્કુ સર્વે કુચ્છ સૂઝેજી. ૨

કેજીરે બાવા ! અબ્‌ હમ્કુ ધરમજ આપો;
કે સત્પંથકા મારગ હમ્‌ પાવેંજી. ૩

કેજીરે બાવા ! જિન્નતી મેવા હાજરબેગ માંગે;
પણ હમ્તો હેં ગુનેહ્‌ગારજી. ૪

કેજીરે બાવા ! બાપકે પ્રતાપે બાઈ બુઢાઈ બોલ્યા;
શરણાગત્‌ સાહેબ પાયાજી.

સંપુરણ.

# જ્ઞાન ૪૪ ચૌંવાલીશમું.

——:o:——

શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! તમારી પાસેથી નિરાશ ફરિયા;
તમે હમને ભેદમાં કહ્યાજી. ૧

કેજીરે ભાઇ ! ઘેર જઇને રોવાને લાગ્યા;
કંઈ કામમાં મન્ નવ રહ્યાજી. ૨

કેજીરે ભાઈ ! બેલી થઇ મારી દાસી બેનડી;
જેનું નામ મરિયમ જાણોજી. ૩

કેજીરે ભાઈ ! મને રોતી જોઈ મારી પાસેજ આવી;
હમ્‌ને વાત દિલાશાની કેહવેજી. ૪

કેજીરે ભાઈ ! કારણ રોવાનું ઘણું ઘણું પૂંછે;
હમે તે શું ધ્યાન નાં દીધુંજી. ૫

કેજીરે ભાઇ ! છેવટે હમે ઘણા ગભરાયા;
ત્યારે મરિયમ બેનડી બોલાવીજી. ૬

કેજીરે ભાઇ ! તમોએ હમને મુરિદ ન કરિયા;
ને ગવાહી સત્પંથની માંગીજી. ૭

કેજીરે ભાઈ ! હમે જાણ્યું હમ્‌ને ત્રીશકાર કરિયા;
તે વાતું સર્વે પૂરી કીધીજી. ૮

કેજીરે ભાઇ ! મરિયમ બેની મારી ખુશી થઇ બોલી;
તમ ભાગ્યવડા કરી જાણોજી.

કેજીરે ભાઇ ! હમો મરિયમપર ક્રોધે ભરાણા;
એવે કારણીયે એમ બોલ્યાજી. ૧૦
કેજીરે ભાઇ ! મરિયમ બેની એમજ બોલી;
તમે શુણોને શિરતાજજી. ૧૧
કેજીરે ભાઇ ! ભાઇયે તમારે માર્ગ દેખાડયા;
જે સત્પંથની રીત કહીયેજી. ૧૨
કેજીરે ભાઇ ! મુખી ગવાહી તમારીજ દેશે;
જે બુઢાઇ બાઈ સત્પંથી જાણોજી. ૧૨
કેજીરે ભાઇ ! મુખી હાજરબેગ આગલ કાંકણુ ભરાવો;
તે શાક્ષીએ પીર પાસે જાઓજી. ૧૪
કેજીરે ભાઈ! સત્પંથી વિના પીર હાથ નાં ઝાલે;
તેથી ગવાહી સત્યની માંગેજી. ૧૫
કેજીરે ભાઇ ! મરિયમ બેની કહે હું સત્પંથી;
મુખી શાક્ષીએ મુરીદ મુને કીધીજી. ૧૬
કેજીરે ભાઈ! તેરે વાતમેં તમૂનેજ કીધી;
બીબી ચિંત્તા તે જીવની કરજોજી. ૧૭
કેજીરે ભાઇ ! એ વાતું શુણી હમો મુખી પાસે ગયા;
ત્યાં નિમકાંકણુ હમે લીધાજી. ૧૮
કેજીરે ભાઇ ! કહે બાઇ બુઢાઇ હવે છેડો શિરપરવાશો;
હમે સત્પંથનો સાક્ષી લાવ્યાજી. ૧૯

સંપુરણ.

---

# જ્ઞાન ૪૫ પિસ્તાલીસમું.



### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઈ! પાઉં હાથ હમારે રાખો;
તો ધરમ સારા હોવેજી. ૧

કેજીરે બાઈ! પોષ માસે હમે બાહેર જાશું;
હવે કાંકણ બંધાવોજી. ૨

કેજીરે બાઇ ! ધરમ પુજા તો તમને જોઇએ;
તે તમે લીઓ આપ શંભાળીજી. ૩

કેજીરે બાઈ! બેઠે બેઠે આપણો જન્મ એમજ જાશે;
તેઓ દરિયા લખ્યો નહિ જાશેજી. ૪

કેજીરે બાઇ ! આશાણપૂરી તમે પૂજન રાખો;
અમે શાહો દરગાએ જાશુંજી. ૫

કેજીરે બાઇ ! ધરમમારગ બહુ છે દોહેલા;
તે શિર દેઇને તમે સેવોજી. ૬

કેજીરે બાઈ! ભણે ગોર ઇમામશાહ પછે કજિયાજ થાશે;
ત્યારે રખે તમને દુઃખ લાગેજી ! ૭

સંપુરણ.

# જ્ઞાન ૪૬ છેંતાલીસમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! શિર દિધું ત્યારે દુઃખ શું ધરવું;
  અમે રેહશું આપણે દ્વારજી. ૧
કેજીરે ભાઈ ! શાહોજીને દ્વારે તમેજ જાશો;
  ત્યાંથી વહેલેરા વીરા તમે વળજોજી. ૨
કેજીરે ભાઇ ! ધરમ સાચા ને મારગ સાચા;
  તમે અમ્નેને ન મેલો મોરા ભાઇજી. ૩
કેજીરે ભાઈ ! એવા કોણ જે તમ્શું વઢે;
  હજી તમ્ પ્રતાપે જોરજ રાખુંજી. ૪
કેજીરે ભાઇ ! હાકિમ હોય ને દિવાન જો કાહયે;
  કાજી મુફિત અમ્ ઘેરજી. ૫
કેજીરે ભાઇ ! સરવે પોતાને ઘેર મોટાજ કહિયે;
  પણ કોઇ કેનું નામ ન લેવેજી. ૬
કેજીરે ભાઇ ! ભણે બાઇ બુઢાઇ અર્દાશ એવી;
  અમે છૈયે ગરીબ તુમારીજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૪૭ સુડતાલીસમું.

———:o:———

શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! અમે ગરીબ કેની સાથે ન બોલીએ;
  અને વઢયાનું શું છે કામજી. ૧

કેજીરે બાઇ! હાકમ દિવાન સરવે તમકુજ સોહીયે;
  અમારે કાજી શું છે શું કામજી ? ૨

કેજીરે બાઇ ! ધરમ લેવું તો કાજીનું શું કામ ?
  શું કરે હાકમ ને દિવાનજી ? ૩

કેજીરે બાઇ! ધરમની વાતુ માંહે ખાકજ થાવું;
  જોર દેખાડે તે ધર્મિ કેવાજી ? ૪

કેજીરે બાઇ ! રસુલ નાના કેવા ખાકજ થયા ?
  બીબી ફાતૂમાહ ગયા કઠિયારી ઘેરજી. ૫

કેજીરે બાઇ ! રસુલ સરીખા કોઇ જોરાવર નાહિ;
  સબ નબિયોંકા હે સરદારજી. ૬

કેજીરે બાઇ ! સૈયદ ઇમામશાહ એવી વાણીજ બોલ્યા;
  હમ્તો ખાકશેંભી હયે હીંણાજી. ૭

સંપુરણ.

———

# જ્ઞાન ૪૮ અડતાલીસમું.

શ્રી બાઇ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! ખાક થયા ત્યારે કાંઇ નવ જાણીએ;
તો સૌ કોઈ ભલે હીણા કહેવેજી. ૧
કેજીરે ભાઇ ! જેના પેટથી તું કુંવર જનમ્યો;
માતા આરિફ ખાતુંન બોલ્યાજી. ૨
કેજીરે ભાઇ ! ખાક થાવું તે ધરમને કાજે;
પણ પોતાનો ગરાશ કેમ મેલોજી ? ૩
કેજીરે ભાઈ! આપણા નાના તો બાલક હતા;
તેનું નાંહી ગરાસ ને ગામજી. ૪
કેજીરે ભાઇ ! નાનપણે માંબાપ મરી ગયા;
તારે તો ખાક થઇને બેઠાજી. ૫
કેજીરે ભાઇ ! મોટા હતા પ્યગમ્બર કે લાવ્યા;
તાશું આપણા નાહિં ચાલેજી. ૬
કેજીરે ભાઈ ! બાઇ બુઢાઇ તમશું અર્દાશ બોલ્યા;
તમે ખાક થાઓ મોરા ભાઇજી. ૭

સંપુરણ.

# જ્ઞાન ૪૯ ઓગણપચાસમું.



### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! ન્યામત દોલત મેરે બાવા કેરી;
  હમકું હે બોહોતેરી આઇજી. ૧

કેજીરે બાઇ ! ઉસ વખત તું ગાલિયાં દેતી;
  અબ તો ભલી હુઇ તું બેહનાજી. ૨

કેજીરે બાઇ ! પાંચને વારો ને ચારને પાળો;
  તો ખાકકા ભેદજ પાવોજી. ૩

કેજીરે બાઇ ! ખાક થયા વિના હમ્ સાથે ન ચાલે;
  તમારી મોટપ તમ પાસે રાખોજી. ૪

કેજીરે બાઈ ! બાવીશમી તારીખે કાંકણ બંધાવો;
  અને કોલ સદ્દગુરૂકું આલોજી. ૫

કેજીરે બાઇ ? કાંકણ બંધાવી તમે ભેદજ લેજો;
  જેમ અજંપા જાપજ આવેજી. ૬

કેજીરે બાઈ ! નવખંડ પૃથ્વીમાં ગરાશ અપણા;
  ઉસ્મે કિત્તા અપણેજ ખાવેંજી. ૭

કેજીરે બાઈ! ઉમ્મર થોડી અપણા ગરાસ મોટેરા;
અપણે જહાં જાવેં વહાં ખાવેંજી. ૮

કેજીરે બાઈ! કાંકણ બાંધી હમ તૈયાર હોંવે;
તબસે યહાં હમ્ નહિ રૈયેંજી. ૯

કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ સાચીજ વાણી;
જો કુચ્છ કરણા હોય શો કરી લેજોજી. ૧૦

સંપુરણ.

---

## જ્ઞાન ૫૦ પચાસમું.

---;o:---

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! નાંહી રહોગે હમ્ ઇત્તાબી જાણે;
હમ્ભી ચલેંગે તેરે સાથજી. ૧

કેજીરે ભાઈ! આજથી પાંચમે દિન કાંકણ બાંધજો;
જો ચહિયે સો હી તો મંગાવોજી. ૨

કેજીરે ભાઈ! સત્તાવીસમી તારીખે રચના રચાવો;
મંડપ હેમ ઝરકા બંધાવોજી. ૩

કેજીરે ભાઇ ! જેવી તરેહ સામી રચનાજ જોઇએ;
અને તેવા મંડપ રચાવોજી. ૪

કેજીરે ભાઇ ! ચાર ચોકે ચાર પાઇયા મઢાવો;
ઉપર છત્ર સોનેકા જડાવોજી. ૫

કેજીરે ભાઈ ! ચાર પલાવોને પાંચ વલાવો;
અને મંડપ રૂડા રચાવોજી. ૬

કેજીરે ભાઇ ! મંડપ રચાવી ઘટ્ટ પાટજ સ્થાપો;
ઉસ ઠામે કાંકણજ બાંધોજી. ૭

કેજીરે ભાઇ ! સોનાના ત્યાં કાંકણ બાંધો;
તો ગરીબમિસ્કીનભી પાવેજી. ૮

કેજીરે ભાઈ ! માયાનું હવે હિરશજ મેલ્યું;
પણ મંડપ રૂડો રચાવોજી. ૯

કેજીરે ભાઈ ! સાતે ઉંચમાં જેમ પુકારજ ચાલે;
અને ગરીબ શાવકાર ખાવેજી. ૧૦

કેજીરે ભાઇ ! બાઈ બુઢાઈ અરદાસ કેહેવે;
તમે રંગ રૂડેરા રાખોજી. ૧૧

સંપુરણ.

# જ્ઞાન ૫૧ એકાવનમું.

———:૦:———

### શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! રંગ તો ગુરૂ જ્ઞાને બંધાણા;
 કાંકણુનો રંગ રૂડો રાખોજી. ૧

કેજીરે બાઇ ! મંડપ રચાવો ત્યાં બહુ રંગ થાપે;
 માણુસ લોક સૌ પરીવારજી. ૨

કેજીરે બાઇ ! તમારા ભાઈ સર્વે કુટુમ્બજ આવે;
 ત્યારે વટ્ટપાટ કેમ થપાએજી ? ૩

કેજીરે બાઇ ! તે કામે કોનું નામ ન લેવું;
 જેનું નામ લેવાએ તે વળજોજી. ૪

કેજીરે બાઇ ! ગુપ્ત ભેદ તે કેમ જાહેર કહેવાએ ?
 તો કાંકણુ કેમ બંધાએજી. ૫

કેજીરે બાઇ ! કોઇનાં દેખતાં એતો નામનાં લેવાએ;
 ત્યારે અજંપા જાપ જપાએજી. ૬

કેજીરે બાઇ! તમને તો બાઇ સર્વેજ જોઇએ;
અમને બાપની છમાસી જોઇએ. ૭

કેજીરે બાઇ! નામ હોયગા ફીર ઠામ ઠિકાણા;
સોહી મંડપ રૂડેરા કરનાજી. ૮

કેજીરે બાઈ! ગોર ઇમામશાહે જ્ઞાનજ ભાંખ્યા;
તમે શુણો બાઇ બુઢાઇજી. ૯

સંપુરણ.

---

## જ્ઞાન ૫૨ બાવનમું.

—:o:—

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! લીલા પીલા પરદા બંધાવો;
ઉજલા કાલા રંગ સારજી. ૧

કેજીરે ભાઈ! ચારે થંભે ચોક રૂપાના જડાવો;
તિસ્મે રંગ જોત લગાવોજી. ૨

કેજીરે ભાઈ! મોટા ગોળા પાણીના ભરાવો;
ઉસ્મે સરબત્ બનાકર પિલાઓજી. ૩

કેજીરે ભાઈ! ઉંચા ચોખા ઉંચી દાલ મંગાવો;
  અને ઉંચા ગ્રથ સારાજી. ૪

કેજીરે ભાઇ! રાંધવા કાજે મોટા મુનિવર તેડાવો;
  પછી આવી અમે ઉભા રહિએજી. ૫

કેજીરે ભાઇ! જમવા ટાણે અઢારે ભાઇ તેડાવો;
  જે સંસારતણો પરીવારજી. ૬

કેજીરે ભાઇ! મસીતતણા સરવે મુલ્લાં તેડાવો;
  તેડાવો કાજી મહમ્મદ શાહ જાણુજી. ૭

કેજીરે ભાઇ! ફાતેહા ખતમ સરવે જાહેર કરો;
  ભાઇ નામ તમારા ન લેનાજી. ૮

કેજીરે ભાઈ! તમારી પાસે સરવે માલ હમારા;
  બાપની છમાસી કરનાજી. ૯

કેજીરે ભાઈ! બાઈ બુઢાઈ કબીરદીનકી બેટીજ બોલ્યા;
  ભાઈકે શબદ પર રહેણાજી. ૧૦

સંપુરણ.

# જ્ઞાન ૫૩ ત્રેપનમું.

———:o:———

**શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.**

કેજીરે બાઇ! ભાઈકા શબ્દ જો સાચા પિછાણો;
તો છમાસી હોયગી સારીજી. ૧

કેજીરે બાઇ! સામાન સરવે આજજ મેલો;
અમે કરીંગે પાસ બેઠેજી. ૨

કેજીરે બાઇ! મંડપ કારણ સરવે સામાન મેલો;
તે તો મેલો આણીજ વડિયેજી. ૩

કેજીરે બાઇ! આળશ કરશો તો નાંહિજ થાશે;
પછી દોશ માં દેશો કાંઈજી. ૪

કેજીરે બાઇ! ભણે ગોર ઈમામશાહ હમે ડેલામાં બેશું;
તમો કરો પોતાની શંભાળજી. ૫

સંપુરણ.

## જ્ઞાન ૫૪ ચોપનમું.

——:०:——

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! ડેલે બેશી તમે સંભાર કરશો;
અને આવશે સર્વે કોઇજી. ૧

કેજીરે ભાઈ! તમારે કરવું હોય તે કરી લેજો;
અમે આવશું સર્વે બીબીયું તેડીજી. ૨

કેજીરે ભાઈ! સૈયદ બુખારી તમેજ તેડાવો;
નહિ આવે તેનું નામ કેહજોજી, ૩

કેજીરે ભાઈ! મસીદ મુલ્લાં સરવે કાજીજ લાવો;
અમે મહમ્મદશાહને કેહશુંજી. ૪

કેજીરે ભાઇ ! બાકી રૈયતને કહી મેલશું;
કોઈ નાકારો નહિ કરશેજી. ૫

કેજીરે ભાઇ ! વેહલા થાજો કાંઇ વિલંભ નાં કરજો;
ખાધા પછી કાંકણનું કામ કરજોજી. ૬

કેજીરે ભાઈ! તમારો હકક તમે સંભાળી લેજો;
પણ અમને દિદાર સહી દેજોજી. ૭

કેજીરે ભાઈ! કાંકણ ધરમ પૂરોજ દેવો;
આપણા બાપનો શબ્દજ કેહજોજી. ૮

કેજીરે ભાઈ! ભણે બાઇ બુઢાઇ એવીજ વિન્નતી;
હવે શંભારીને ચિત્ત દેજોજી. ૯

સંપુરણ.

---

## જ્ઞાન ૫૫ પંચાવનમું.

શ્રી સહગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ! ચિત્ત દેઈ અમે કાનજ દેશું;
ત્યારે તમે વિલંભ ન કરશોજી. ૧

કેજીરે બાઇ! સારી શંભાલી તમે પાકીદી રાખો;
હવે અમે તે ગામ સિધાવેંજી. ૨

કેજીરે બાઇ! કાંકણ ભર્યાનો હકક હવે અમનેજ આલો;
તો દિવા ધૂપની રચના કીજોજી. ૩

કેજીરે બાઇ! ઉદ સુરાણ લોબાન પેહેલા મંગાવો;
અને ગુલાબના પાણી છંટાવોજી. ૪

કેજીરે બાઇ! પાટ પેહેલો ત્યાં પૂજાને કાજે;
તે સદ્દગુરૂ પાસે મંગાવોજી. ૫

કેજીરે બાઈ! આપના કાજે ફળ ફુલ મંગાવો;
સાથે કેવડા ચંદન સુરાણજી. ૬

કેજીરે બાઈ! દુઆના કાજે પાણી અછુતું મંગાવો;
અને કુવે પાકીદીએ જાણાજી. ૭

કેજીરે બાઈ! શુક્રત સાચી જે શોભતી લાવો;
અને પાન સોપારી મુખવાસજી. ૮

કેજીરે બાઇ! ખીરખાડ પેહેલાં પ્રિતેજ લાવો;
તેમાં ચોખા સુગંધી આજ નાખોજી. ૯

કેજીરે બાઇ! પુજાને કાજે પાંચ પૈશાજ લાવો;
અને શ્રીફલ નારીયલ સારજી. ૧૦

કેજીરે બાઈ! ભણે ગુરૂ ઈમામશાહ સાચુંજ બોલે.
તમે ચિત્તદેઈ કાન રાખોજી. ૧૧

સંપુરણ.

——:o:——

# જ્ઞાન ૫૬ છપ્પનમું.

———:૦:———

## શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! કાન દીધે વામની શુદ્ધજ પોંતી;
તમે વ્હેલા થઈ કામ કરજોજી. ૧
કેજીરે ભાઈ! ધન્ય ધન્ય માતપિતા માહારાજ કહિયે;
અને ધન્ય ધન્ય શાહો નિઝારીજી. ૨
કેજીરે ભાઈ! ધન્ય ધન્ય જુમલી જમા તુંજ કહિયે;
ધન્ય ધન્ય સદ્દગુરૂ સાચાજી. ૩
કેજીરે ભાઈ! ધન્ય સતી દ્રુપતિજ કહિયે;
જેણે દુનિયાનું દુઃખજ સહીયાજી. ૪
કેજીરે ભાઈ! ધન ધન્ય પ્રાણ્ડવ માતા કુંતાજ કહિયે;
જેણે હિમાલે હાડ ગલ્લાયાજી. ૫
કેજીરે ભાઇ! ધન્ય ધન્ય સતી સીતાજ કહિયે;
જેણે રાવણ દુઃખજ સહિયાજી.
કેજીરે ભાઇ! ભણે બાઇ બુઢાઈ ગુનેગાર દાસી, ૬
સતીયુનાં સત્ તમે રાખોજી.

સંપુરણ.

———:૦:———

# જ્ઞાન ૫૭ સત્તાવનમું.

—— :o: ——

### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઈ! સતીયોનાં સત્ય તે સાહેબ રાખે;
શિયળવંતિયોનાં શીળ રાખેજી. ૧

કેજીરે બાઈ! ધરમ લાધ્યું ત્યારે ધરમસર ચાલો;
જ્યું દિવે કેરી જોત રાખોજી. ૨

કેજીરે બાઈ! "હે જંદા" હમે તારી સાથેજ કહિયે;
પણ ટાણું નાં ચૂકો મોરી બાઇજી. ૩

કેજીરે બાઇ! "ખટ્ ઘડિએ" ઉઠી દાતણ કરવું;
અને આશિષ ત્યારે ભણવીજી. ૪

કેજીરે બાઇ! "અડધી રાતે" વઝીફો કાઢો;
તો ક્રિયા દુઆ સર્વે શિખોજી. ૫

કેજીરે બાઈ! "સમા સાંજે" દુઆ નિફલ પડવી;
પર પુરૂષ શું જતન કરવુંજી. ૬

કેજીરે બાઈ! "દુપેર વેલામાં" એકાન્ત રહેવું;

કબરની આશિષ ભરાવીજી. ૭

કેજીરે બાઇ ! અવીયું વાતો કેને જાહેર આપી ન દેવી;

જો હોય પોતાનો તે તન્નજી. ૮

કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ શાંભલો સતી;

સત્પંથ ખાંડા કેરી ધારજી. ૯

સંપુરણ.

---:o:---

## જ્ઞાન ૫૮ અઠ્ઠાવનમું

શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! બાપની વાતું તમે કેને ન દેતા;

અમને તમે દયા કીધીજી. ૧

કેજીરે ભાઈ! દયા કરી ત્યારે ભાવજ રાખો;

આખર તોહે મરણાજી. ૨

કેજીરે ભાઇ ! મુવા પિછે બી હિસાબજ દેણા;

સોદિન દરબારકે માંહીજી. ૩

કેજીરે ભાઇ ! અજાણ હતા ત્યારે કુરન પઢતા;

હમ્ શરિખા નહિ કોઇજી. ૪

કેજીરે ભાઈ! મંત્ર એક શબ્દજ કહાયે;
તેમાં અવિચલ રાજજ લહિયે. ૫

કેજીરે ભાઇ ! ઇમાન વચન એક તિલ પીછાણે;
બિછુકા મંત્ર કિત્ના કહિયેજી. ૬

કેજીરે ભાઈ! અબ્ તુમ્ ગુરૂ ઓર ભાઇ હમારે;
અચ્યેસી હે બાઇ બુઢાઈકી અર્દાસજી. ૭

સંપુરણ.

—:o:—

## જ્ઞાન ૫૯ ઓગણુસાઠમું.



શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! ગુરૂતો ગુરૂકા જ્ઞાનજ કહિયે;
બાકી તો સરવે સંસારજી. ૧

કેજીરે બાઈ! ગોર પીરકી આશા જ્ઞાન જ જાણો;
જિસ્મે સંતોષકા ભેદ પીછાણોજી. ૨

કેજીરે બાઇ ! સુકર હે શો શાહકી રેહેમત;
જીકર હે શો કાયાકા એહ્શાનજી. ૩

કેજીરે બાઇ ! આગલ મારગ દોહેલા જાણો;
બાદશાહ તુણે હાકુમ પીછાણોજી. ૪

કેજીરે બાઈ! ભણે ગોર ઇમામશાહ અમે દાસ તમારા;
તમને પાએ પડિયે તો સારાજી. ૫

સંપુરણ

—:o:—

## જ્ઞાન ૬૦ સાઠમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! પાઉં પડયા જ્યારે અમને શુદ્ધ જ નહોતી;
અબ્ પાઉં પડો તો હમ્ નહિ રાજીજી. ૧
કેજીરે ભાઈ! દીઠા દેવને જે કોઇ આંખ ઢાંકે;
તાકું પૂજા કયાં થકી આવેજી. ૨
કેજીરે ભાઈ! હિન્દુ મુસલમાનકી બાતાં પૂછું;
યેહ સંદેહ હમ્કુ કેહનાજી. ૩
કેજીરે ભાઈ! રામકૃષ્ણ તે કોનજ કહિયે?
તિસ્કા શબ્દ પૂરા આલોજી. ૪
કેજીરે ભાઇ ! પથ્થર માટીમાં પૂજા છે કેવી ?
કહે બાઇ બુઢાઈ જવાબ દીયોજી. ૫

સંપુરણ.

# જ્ઞાન ૬૧ એકસઠમું.

———:o:———

### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! પથ્થરકી મૂર્તિ કયા શિર બોલે;
 જે માણસે ઘડીને બેશાડીજી. ૧
કેજીરે બાઈ! રામ કૃષ્ણકા જો નામજ લેવે;
 સો તો પશ્ચિમ દિશે મનુષા વેષેજી. ૨
કેજીરે બાઈ! ઇનુને લેકર પથ્થર ઝાલ્યા;
 તિન્ શિર ઇમાનજ લાવ્યાજી. ૩
કેજીરે બાઇ ! પથ્થર આગલ લેકર નિશાના જો રાખે;
 તો જાતે દિન પથ્થર હોકે રેહેવેજી. ૪
કેજીરે બાઈ! દિન દુનિયાકા ધણી પશ્ચિમે બેઠા;
 સોહી નુર નર નિઝારીજી. ૫
કેજીરે બાઈ ! મોક્ષ મુક્તિકા માર્ગનાં પાવે;
 અને પથ્થર શિર ભારજ સેહેવેજી. ૬
કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ સાચુજ બોલ્યા;
 રામકૃષ્ણ તોહે મવ્લા અલીજી.

સંપુરણ.

# જ્ઞાન ૬૨ બાસઠમું.



શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! મંજ્ઞા અલીતો આપે દિનકા રાજા;
સો હિન્દુમે જાકર કયું બેઠાજી ? ૧

કેજીરે ભાઇ ! રામકૃષ્ણ તો રાજાજ કહિયે;
તાલ તબલ ઢોલકી બજાવેજી. ૨

કેજીરે ભાઈ ! આગલ કયા આપણ હિન્દુજ હોતા; ?
કયેશી બાતાં હે ભાઈ બતાવોજી ? ૩

કેજીરે ભાઈ ! હિન્દુ હોકર આગમે જલાવે;
તિસ્મે આપણ કયું હોવેંજી ? ૪

કેજીરે ભાઇ ! હિન્દુ જાકર દેરાજ પૂજે;
મૂવે પીછે ભૂતજ હોવેજી. ૫

કેજીરે ભાઇ ! ખોટી પૂજા ને ખોટા મંડપ;
ઉસ્મે દાદા કાએકુ બેઠાજી ? ૬

કેજીરે ભાઈ ! બાઈ બુઢાઇ બોલ્યા સાચુ જણાવો ?
ઉસ્કા ભેદ બતાવોજી. ૭

સંપુરણ.



# જ્ઞાન ૬૩ ત્રેસઠમું.

શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! તત્ત્વ વેદકી વાચા જો બોલેં;
સો તમે ચિત્તમાંહે રાખોજી. ૧

કેજીરે બાઈ ! મચ્છ કોરંભ વ્યારાહ નૃસિહ કહિયે;
દાદા અલીકા યેહ સ્વરૂપ લઇએજી. ૨

કેજીરે બાઇ ! ચાર રૂપે કર્તા જુગ્માંહે આયા;
તિસ્મે પ્રેહલાદ સતિયા હુવાજી. ૩

કેજીરે બાઇ ! નૃસિંહ રૂપે મવ્લા અલી જો હૂતા;
ત્યારે દૈત હરણાકંશ જાણોજી. ૪

કેજીરે બાઈ ! કષ્ટ ભોગવ્યું ત્યારે પ્રેહલાદ નિપના;
ભણે ગોર ઇમામશાહ કેવળાશી એઉના કામ સિધ્યાજી ૫

સંપુરણ.

# જ્ઞાન ૬૪ ચોંસઠમું.

શ્રી બાઇ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! ઇન્કે શિર કષ્ટી કિત્ની જો બીતી ?
શો કષ્ટીકા ભેદજ ભાંખોજી. ૧

કેજીરે ભાઇ ! પ્રેહલાદ કયશા અવ્તાર કહિયે;
તાકા શબ્દ હમ્કું સુનાવોજી. ૨
કેજીરે ભાઈ! હિન્દુ હોકર કિત્તી કરણી જો કીતી;
ત્યેસી તો હમ્ શિર નહિ બીતીજી. ૩
કેજીરે ભાઈ! સોહી પ્રેહલાદ આજ કષ્ટીજ રાખે;
કષ્ટ કર્યાં વિના નહિજ રેહેવેજી. ૪
કેજીરે ભાઇ ! બાઇ બુઢાઈ એવી તરેંહ બોલ્યા;
શબ્દ કહે બિના રજા નાંહીંજી. ૫

સંપુરણ.

---

## જ્ઞાન ૬૫ પાંસઠમું.



શ્રી સદ્‌ગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! શબ્દ બોલે સબ ભાખા તુમ્હારી;
તબ રજા હમ્કુંબી હોવેજી. ૧
કેજીરે બાઇ! પ્રેહલાદ તો ઈબ્રાહીમ ખલિલુલ્લા જાણે;
જાકી ઓલાદ મક્કા મદીના માંહેજી. ૨
કેજીરે ભાઈ! વોહી હિન્દુ સોઈ મુસલમાનજ હુવા;
ઉસમે તોભેદ ભાવ નાંહીજી. ૩

કેજીરે ભાઇ ! યેહીજ જીવ ઇસ્ ઘરમેંજ રાચે;
કશણી બોહોત શિર સેહેવેજી. ૪
કેજીરે બાઇ ! આગે જે જીવ અયેસાજ હોવે;
સોહી આજ સત્પંથમાં આવેજી. ૫
કેજીરે બાઇ ! અયેશી કશણી જો શિરસહી;
સોહી મોમિન આજ કહાવેજી; ૬
કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ સુણો મોરી માઇ;
સુણ્યા વિના શુદ્ધ નાંહી હોવેજી; ૭
સંપુરણ.

## જ્ઞાન ૬૬ છાસઠમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઇ ! શુણ્યા વિના તો શુદ્ધજ નાંહોવં;
પણ શબ્દ દીઓ મોએ સોહીજી. ૧
કેજીરે ભાઇ ! વામન ફરસુરામ રામજ કોણ ?
યેહી કથો વેદ વિચારજી. ૨
કેજીરે ભાઈ ! હરિચંદ્ર સો કોન જીવજ કહિયે?
ઓર કોન ઠામે એ લીયેજી ? ૩

કેજીરે ભાઇ ! કયસી કરણી ઇન જીવુંને જો કીની ?
  જો ઈત્ની કમાઇ જીવે લીનીજી ? ૪
કેજીરે ભાઇ ! ઉસ વખત કયેસાજ કહિયે ?
  જો અયેશી કમાઇ કરી ગયાજી ? ૫
કેજીરે ભાઇ ! ઉસ વખતકા ભેદજ કથો;
  અને કયા કર્તા શો કામજી ? ૬
કેજીરે ભાઇ ! બાઇ બુઢાઇ જે વાતું પૂંછે;
  તે કહોને સંભારીને ભાઇજી. ૭

સંપુરણ.

---

## જ્ઞાન ૬૭ સડસઠમું.

---

શ્રી સદ્ગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! સંભારીને જો હમે વાતુંજ કેહશું;
  ત્યારે ચિત્ત દેઇ તમે રેહજોજી. ૧
કેજીરે બાઇ ! હરિચંદ્ર મૂશા પેગામ્બરજ કહિયે;
  સો ખુદાકા પ્યારાજ લહિયેજી. ૨
કેજીરે બાઇ ! હરિચંદ્રે નીચ ઘર નિરજ ભરિયા;
  અને દેખતાં હુઇ ખ્વારીજી. ૩

કેજીરે બાઇ ! અચેશી કશાણી જબ શિર ઉપર લીતી;
તબ રામ દર્શને પાયાજી. ૪

કેજીરે બાઈ ! રામ રાજા તબ્ જા આયા;
જબ કુંવર રાણી સબ્ બિકાયાજી. ૫

કેજીરે બાઇ ! તારા રાણી રોહીદાસ નામજ જાણો;
તબ્ અમરાપૂરી ભેદ પાયાજી. ૬

કેજીરે બાઇ ! વખડી વેલામાંહે આપજ રાખો;
ભણે ગોર ઇમામશાહ તો ફલ ચાખોજી. ૭

સંપુરણ.

## જ્ઞાન ૬૮ અડસઠમું.

શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! એવા ફલ અમે કશ્ટીશું માંગે;
પિન્ડ વેચ્યાવિના નહિ આવેજી. ૧

કેજીરે ભાઈ ! કહાન બુદ્ધના જીવ કોન છુડાયા ?
તેની વિગત્ હમ્ને કહેજોજી. ૨

કેજીરે ભાઇ ! કોણ્સા જીવ ને કોણ્સી કમાઇ ?
અને કોન ધ્યાનજ ધરતાજી ? ૩

કેજીરે ભાઈ! કોનસા નગર ને કોનસા વાશા ?
અને કોન ઠામ પૂજા કર્તાજી ? ૪

કેજીરે ભાઇ ! હિન્દુ જન્મમાં કોન ચરિત્ર કીયા ?
કહે બાઈ બુઢાઇ હમ્ તમ્ કયાં હૂતાજી ? ૫

સંપુરણ.



## જ્ઞાન ૬૯ અગનોતેરમું.

———:o:———

શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ ! અમે તમે બે જીવ નિપના;
વિદર વ્યાસ ઘર રેહણાજી. ૧

કેજીરે બાઇ ! શુકદેવજી ત્યાં મારૂં નામજ કહિયે;
તમે હોતા વ્યાસ ઘર કન્યાજી. ૨

કેજીરે બાઈ! વિદર વ્યાસ મેરા બાપજ કહિયે;
ધરમનાથ કહિયે દાદાજી. ૩

કેજીરે બાઇ ! અરજણ રાજવૌંશીજ કહિયે;
પાંચ પાણ્ડવ તેની જોડજી. ૪

કેજીરે બાઈ ! શ્રી કૃષ્ણજી આપણા દાદાજ કહિયે;
પાણ્ડવ ઘર પ્રિતીજ બાંધીજી. ૫

કેજીરે બાઇ ! તબ પાણ્ડવ સેન શિકારેજ ચડિયા;
   ધ્રુપત રાજા એક કહિયેજી. ૬
કેજીરે બાઇ ! ધ્રુપત રાજા ઘેર એક કન્યા સતી;
   સો પાણ્ડવ લેકર આયાજી. ૭
કેજીરે બાઈ ! રાજા ધરમ માતા કુંતાકો પુંછે;
   યેશું કિતા ભાગ લૈયેજી ? ૮
કેજીરે બાઇ ! માતા કુંત્તા કહે પાંચ ભાગજ હુવા;
   જો નિકાલી તો ધ્રુપતી સતીજી. ૯
કેજીરે બાઇ ! ઇસ સતીશું પાંચ ધર્મે ધાયા;
   તબ્ ધર્મ માર્ગજ પાયાજી. ૧૦
કેજીરે બાઇ ! તબ્ જા કૃષ્ણજીકી રાહકુંજ પોહોંચ્યા;
   શો બિન્ કરણી નહિ આવેજી. ૧૧
કેજીરે બાઈ ! ઉનુને લેકર સંસાર ખ્વારજ કીતા;
   ગૌ વરોધી ગલે નાખીજી. ૧૨
કેજીરે બાઈ ! હિમાલે જાકર હાડ ગલાયા;
   તબ્ જા અમરા પુરપાયાજી. ૧૩
કેજીરે બાઇ ! પેગામ્બર મેં ઉન્કા અન્તારજ કહિયે;
   જોજિકરિયા યુસુફ સાહલેજી. ૧૪
કેજીરે બાઇ ! નુહ સાબિર ઉન્કા ભાઇજ કહિયે;

અયેશા અન્તાર ઇનુકા હુવાજી. ૧૫

કેજીરે બાઇ ! તખત પર રા જા પ્રિક્ષત હોતા;

તિસ્કા રાજ બહુ બહ્લવંતાજી. ૧૬

કેજીરે બાઇ ! પીર શમ્મશ તદ વૈરાગી હૂતા;

જંગલ મદ્ધે તપૂશી રેહતાજી. ૧૭

કેજીરે બાઇ ! સૃંગીનાથ તાકા નામજ કહિયે;

ચેલા હતા થોભનાથજી. ૧૮

કેજીરે બાઈ ! પ્રિક્ષત જંગલે શિકાર સિધાયા;

ત્યાં મૂવા નાગ નજરે આયાજી. ૧૯

કેજીરે બાઈ ! નાગ લેકર જોગીકે ગલે મે દીયા;

તબૂ જોગીકી તાલી છુટ્ ગઈજી; ૨૦

કેજીરે બાઈ ! ઉસ વકત ચેલા થોભનાથ આયા;

અમારા ગુરૂ કિન્ને દુભાવ્યાજી. ૨૧

કેજીરે બાઇ ! ગુરૂકે ગલેમે જિન્ને સાંપજ નાખ્યા;

તાકો સાત દિનમે મરણાજી. ૨૨

કેજીરે બાઇ ! જોગી કહે ચેલા શ્રાપ ન દીજે;

શ્રાપ દીધે જપ્ તપ્ જાએજી. ૨૩

કેજીરે બાઈ ! જ્યારે બેટા પ્રિક્ષતકુ સુદ્ધ કરના;

કે સાત દિનમેં હે તેરા મરણાજી. ૨૪

કેજીરે બાઈ! તબ પ્રિક્ષત તત્તક્ષણ ચેત્યા;
શુક્દેવજી કે પાએ લાગ્યાજી. ૨૫

કેજીરે બાઇ! સુણોરે શુક્દેવજી અબ્ મરણાજ હોવે;
જોગીકો શ્રાપ હમકું પોહોંચ્યાજી. ૨૬

કેજીરે બાઇ! અવ્ગુણનાં પોહોંચે હમારા પ્રાણને;
હમે તો હેં પાપી અજાણજી. ૨૭

કેજીરે બાઈ! પ્રિક્ષિત રાજા એશા કામ નાં કીજે;
અબ્ સવેરા તુમ્ આવોજી. ૨૮

કેજીરે બાઇ! ચાર અધ્યાય ભાગવત્કા ભાંખ્યા,
સો પ્રિક્ષતકો હી સુણાયાજી. ૨૯

કેજીરે બાઈ! ચાર અધ્યાય તીન દિનમેં સુણાયા;
તુમ્ કયા દેખ્યા પ્રિક્ષત સોહી બોલોજી ? ૩૦

કેજીરે બાઈ! તબ પ્રિક્ષતે સબ કુચ્છ દેખ્યા ?
મોર પીંછ શું કૃષ્ણ ખપેજી. ૩૧

કેજીરે બાઈ! સાતમે દિન ફરી શુકદેવજીયે પૂછયું;
અબ કયાં હે તેરા મકાનજી ? ૩૨

કેજીરે બાઇ! સાત દિન જબ પૂરાજ હુવા;
તબ કહે હમે સિદ્ધ સંગત પાઇજી. ૩૩

કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ શુકદેવજી જાણો;
ભેદ કથી તુમકો શુણાયાજી. ૩૪

સંપુરણ.

## જ્ઞાન ૭૦ સીતેરમું.

શ્રી બાઈ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! ભેદ કથી તુમ હમકુ સુનાયા
સો હમ્ માને સર્વે સાચાજી. ૧

કેજીરે ભાઇ ! અબ પ્રિક્ષત કિશ ઠામેજ દેખેં ?
થોભ ચેલા કિશ ઠામેજી ? ૨

કેજીરે ભાઇ ! પીર શમ્મશ આપકી કલામાંહે બેઠા;
ઓર કૃષ્ણજી મહમ્મદશાહ નિઝારીજી. ૩

કેજીરે ભાઇ ! અપની કલ્લામાંહે સૌ ભરપૂર;
તુજ મેં કોઈ કલા ઓછી નાંહીજી. ૪

કેજીરે ભાઈ ! ભણે બાઇ બુઢાઇ એક પૂછે વિચાર;
પ્રિક્ષત થોભ કિશ ઠામેજી. ૫

સંપુરણ.

# જ્ઞાન ૭૧. ઇકોતેરમું.

---

### શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ ! બિક્ષત થોભકી વિનતી કહેવેં;
  અબ્ અગમ વાણીકા વિચારજી. ૧
કેજીરે બાઇ ! અગમ બાતાં અમ્ તુમ્કો હી કહેવેં;
  અબ્કી બાતા સો દોહેલી જાણોજી. ૨
કેજીરે બાઇ ! હમ્ તમારી હજુરીમાં બેઠા;
  હમ્ જન્મે જો તુમ્હારે હાથુંજી. ૩
કેજીરે બાઇ ! અગમ બાતાં બોહોત તુમ્કું સુનાવેં;
  સો સાચહે જુઠજ નાંહીજી. ૪
કેજીરે બાઇ ! હિન્દ જાવેંગે તબ્ શુદ્ધ હોવેંગે;
  સો તુમ્કું અગમ્ સુનાવેંજી. ૫
કેજીરે બાઇ ! કાનમ મુલક બીચ સોમલ ગામજ કહિયે;
  વહાં ચોર રેહવે અપારજી. ૬

કેજીરે બાઇ ! હાંગ જંગલ અતી ભારીજ કહિયે;

વહાં નાયા કોલીહે ચોર ભારીજી. ૭

કેજીરે બાઈ ! થોભ ચેલા ઉસ્કા નામજ કહિયે;

ઉસ્કું પીર કરૂં કાનમ માંહેંજી. ૮

કેજીરે બાઇ ! પીર કરૂંગા હમ્ શરીખા;

જાકી પૂકાર હોવે ચારે ડામેજી. ૯

કેજીરે બાઇ ! પ્રિક્ષત રાજાકા શુણોરે વિચાર;

સો દેવા ગામકા હે કામદારજી. ૧૦

કેજીરે બાઇ ! ભાભારામ ઉન્કા નામજ કહિયે;

ધર્તિ સરવે ડામાડોલ કરાવેજી. ૧૧

કેજીરે બાઈ ! દેવા ગામમેં ઉન્કુ પીર કરૂંગા;

એને રાખી હિન્દુકે ભેષજી. ૧૨

કેજીરે બાઇ ! પ્રિક્ષતરાજા યેહીજ જાણો;

અબ્ તો હમ્ હેં તુમ્હારે પાસજી. ૧૩

કેજીરે બાઇ ! આગમ વાણી હમ્ તુમ્કો શુણાવેં;

અબ્ છેલ્લે અખાડે હે નગારાજી. ૧૪

કેજીરે બાઇ ! ભણે ગોર ઇમામશાહ શુણો મોરી માઇ;
અબ્ બોલના હોયશો બોલોજી. ૧૫

સંપુરણ.

---

## જ્ઞાન ૭૨ બોંહતેરમું.

---

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ ! અબ્ બોલણા કયેશા તમ્ સાથે ?
અબ્તો અરજ બંદગીમેં રેહનાજી. ૧

કેજીરે ભાઈ ! પાઉં પડુંગી અબ્ નિશ્ચે જો હોઇ;
અબ્ મેહર રાખો મોરા ભાઈજી. ૨

કેજીરે ભાઈ ! અબ્ દર્ગા જાકર વેહેલેરા આવો;
તો દેખો પ્રિક્ષત સોહીજી. ૩

કેજીરે ભાઇ ! થોભ ચેલા તેરા અયેસા જો કહિયે
ઉસ્કા હમ્ દેખેં તમાશાજી. ૪

કેજીરે ભાઇ ! અબ્ વ્હેલા થાઓ હમે ફિકર નીકાલી;
પરદેશ ભુડેંરા ભાઇ જાનજી. ૫

કેજીરે ભાઈ! તુમ્ વ્હેલા આવો આપણી જગ્યા માંહે;
કામ કરીને સીધાવોજી. ૬

કેજીરે ભાઇ ! અરજ વિન્નતી બાઇ બુઢાઇ બોલ્યા;
પણ ભાઇ તુમ્ હમ્કું નાં વિશારોજી. ૭

સંપુરણ.

———:o:———

શ્રી સદ્‌ગોર પીર ઈમ્રામશાહ તથા શ્રી બાઇ બુઢાઈનાં
જ્ઞાન બોહોંતેર સંપુરણ.





# મદ્ય મૌંશનાં ત્યાગનો ફર્માન.

## શ્રી સદ્દગોર પીર કબીરદ્દીન સાહેબનું



શ્રી સદ્દગોર બ્રહ્મા પીર કબીરદીન વાચા.

એજી વિરા ! મદ્ય મૌંશ નાં ખાઇએ;
  અને એમાં છેરે અહંકાર;
મદ્ધ મૌંશ જો ખાઇએ,
  તો તેમાં છે પાપ અપાર. ૧
એજી વિરા ! મદ્ય મૌંશ ખાશે તો સૂકર થાશે,
  તેને ધરમ ન સૂઝે લગાર;
તેને ગર્વના ઉછાળા ઉછળશે,
  પછે જાશે દોઝકને દરબાર. ૨
એજી વિરા ! મદ્ય મૌંશ એવો જાણીને હમે મેલિયો,

અને મેલ્યો તે શાહને દરબાર;
ક્રિયા બંદગી ત્યારે પામીયા,
એમ બોલ્યા ગુરૂજી વિચાર. ૩
એજી વિરા ! મદ્ય મૌંશ ચાખે તે ધરમ નાં રાખે,
અને ચાલે પોતાને જોર;
તે જાણે હું બેહસ્તી થાઈશ !
પણ દોઝખી થાશે સૌથી મોર. ૪
એજી વિરા ! જીવ મારે ફેરા નવ ટલે,
અને બોહોત બોહતેરારે થાએ;
જીવ મારે ફેરા તો છૂટીએ;
જો મારીએ પોતાનીરે કાએ. ૫
એજી વિરા ! જીવ પોતાનું કોઈ નવ મારે,
અને પરજીવ કાતી વાએ;
મારી કુટીને અગન ચઢાવે,
જાણુ તે જીવ છોડાવીએ આએ. ૬
એજી વિરા ! જેનું દૂધ વિરા પીજીએ;
તેને તો માતા કરીને રે જાણ;
તેને જો વિરા કાપીએ,
તો કેમ પોહોંચિએ નિર્વાણ ? ૭

એજી વિરા ! તેના જાયા જે બાલકા,
તેતો કુટુંબ થયો પરિવાર;
તેને જો વિરા કાપીએ,
તો કેમ પોહોંચીએરે પાર ? ૮

એજી વિરા ! દુનિયાનાં ચરિત્ર એવા કહિએ,
અને કહિયે તે અનંત અપાર;
મદ્ય માંશ ખાધે બહુ દોષ છે,
ભાઈ ! તેનો અંત્ત નહિ પાર. ૯

એજી વિરા ! મદ્ય માંશ ખાધે ધર્મ નહિ સૂજે,
અને ન સૂઝે ઉત્તમ આચાર;
તે સોબતે ધર્મશાળાએ આવશે,
પણ નિંદા કરશે અપાર. ૧૦

એજી વિરા ! માછલડી માટે મૂર્ખાઈ કહિયે,
અને કહિયે તે બહુ અપાર;
તે ગંદી માછલડી કેમ ખાઈએ ?
તમે કેમ થાઓછો ગમાર ? ૧૧

એજી વિરા ! એ માછલડી ગંધાણી,
અને ઈંડા મૂકે અપાર;
તે માંહે સરવે જીવ છે,
તમ જેવા છે તે માંહે નિર્ધાર. ૧૨

એજી વિરા ! જરોજ ખાણીના જીવ કહિયે,
અને કહિયે બહુ અન્તાર;
તે જીવુંને કાપી ખાશો !
તેનું કેમ કરી દેશો જવાબ ? ૧૩
એજી વિરા ! જે જીવથી લોહી નિશરે,
તેની દયા તુંતો રે રાખ;
નહિ તો છે દુઃખ અતી ઘણું,
પછી હોશો તે ફલંતરે હલાક. ૧૪
એજી વિરા ! બાર વરસનાં થઇને જ્યારે બેસશો,
અને બેસશે અલીનો અન્તાર;
ત્યારે પેહલું લેખું એનું માંગશે;
ભાઇ તે માંગશે ત્રતકાલ. ૧૫
એજી વિરા ! એવું જાણી તમે જીવ મ મારજો,
અને ન ખાશો તેનું રે માંસ;
જ્યારે લેખાં લેતાં પૂછશે,
ત્યારે કેમ કરી દેશો જવાબ ? ૧૬
એજી વિરા ! એવો અન્ધાર બિસ આવશે,
ત્યારે કરશો તે અતી પોકાર !
ત્યાં નરનો જામો વિરા આવશે,
તે શાહ અલીતણો અન્તાર. ૧૭

એજી વિરા ! ત્યાં કાયમ કાજી થઇને બેસશે,
 તે રૂપ અરબ્બીરે જાણ;
મહમ્મદ શાહ નામ ધરાવશે,
 તે નર નિષ્કલંક અન્તાર. ૧૮
એજી વિરા ! ત્યાં ગોર નર ભેળા થઇને બેસશે,
 અને બેસશે તખ્તે રે જાણ;
ત્યારે અવર જીવુંનાં લેખાં માંગશે,
 અને માંગશે સાચ નિર્વાણ. ૧૯
એજી વિરા ! ત્યારે જેણે જીવે મદ્ય મૌંશ ખાયા,
 અને જીવ માર્યા અપાર;
તે જીવુંને આવાગવ્‌ને મેલશે,
 અને મેલશે ચોરાચી અન્તાર. ૨૦
એજી વિરા ! દુનિયામાંહે તો અન્તાર આવી રહ્યા,
 હવે દોઝક માંહે અન્તાર,
એકથી છૂટે બીજે જાશે,
 એવા મહ્ઝમ ભોગવશે અન્તાર. ૨૧
એજી વિરા ! જુગ ચોથાથી નથી પાંચમો,
 અને નથી અગિયારમો અન્તાર;
તેમાં પાત્ર ઈમામગોરને [illegible],
 તો છુટશો સરવે જં[illegible]. ૨૨

એજી વિરા ! એવા પાત્રથી જે જીવ ભૂલશે;
તેનો જન્મ ગયોરે હરાય;
જેમ અધુરે ઇંડ ગળિયો;
તેતો નર્કને દ્વારેરે જાયે. ૨૩

એજી વિરા ! એવું જાણીને જીવ મારજો !
અને ખાજો તેનોરે માંશ;
તે પોતાને શિર દોષજ જાણજો,
એમ બોલ્યા સદ્દગોરજી સાર. ૨૪

એજી વિરા ! પીર કબીરદિન બોલિયા.
અને બોલ્યા ઉંચ મોઝાર;
સંવત પંદર ને ચિલ્લોતરો,
અને ચૈતર નુરે માસ. ૨૫

સંપુરણ.

---





# શ્રી સદ્દગોર પાત્ર બ્રહ્મા શ્રી પીર કબીર દીન સાહેબે બાર ક્રોડી સાથેનાં ભરણમાં અન્નતનાં ભરણનો લીધેલો ખુલાસો.

———:o:———

શ્રી સદ્દગોર પીર કબીરદીન વાચા.

એજી સવંત ચૌદસોને બત્રીસ,
  અસાડ માસની તિથ્;
તારીખ સત્તર મીએ આવી છે,
  અને આવી તે લોઢાની ભીંત. ૧

એજી ! ત્યાં ગોરે અર્દાશ કીધી,
  અને કીધી ને માસ છો માસ;
છો માસ ને છો દિને પૂરા થયા,
  ત્યારે નરજી થયા મેહેરબાન. ૨

એજી ! તે તો ઇસ્લામશાહનો અવતાર કહિયે,
  અને કહિયે તે કેક મોઝાર;

ત્યારે * પાંચ વરસ ને પાંચ દિન ગોરના થયા,
  ભાઇ ! ત્યાંરે થયા તે તૈયાર. ૩

એજી ! સંવત ચૌદસો ને તેત્રીસ,
  અને માગસરનો રે માસ;
ત્યારે આંકડા માંહેથી પાઘડી કીધી,
  વલી કીધી તેરે તૈયાર. ૪

એજી ! તે પાંચસો ગજની પાઘડી,
  તે વણી પોતાને હાથ;
તેમાં શિફત લખી શાહતણી,
  ભાઇ પોતે થયા રળિયાત. ૫

એજી ! સ્વામી અમે તમ્ દાસ છીએ,
  અને છૈયે તમારા રે બાલ;
અનંત ક્રોડીનું પાપ ઉતારશો,
  એમ કહે ગુરૂ દાતાર. ૬

એજી ! એ પાઘડી લેઇને ચાલિયા,
  અને ચાલ્યા આનંદે અપાર;
એક વરસને દિન પાંચ માંહે,
  ગુરૂજી આવ્યા થઇ તૈયાર. ૭

એજી ! ત્યારે બાર ક્રોડી દરગે પોહોંતા,

---

* પીર કબીરદિન તે વખતે ઉમર ૪૧ વર્ષની હતી પણ બાળ રૂપે લીલા કીધી છે.

તે પીર સુદરદીનને સાથ;
તે છઠ્ઠે અસ્‌માને જઈ રહ્યા,
ભાઇ તે જૂએ છેલ્લાની વાટ. ૮
એજી ! છેલ્લા જે વિરા જીવડા,
તે તો પીર કબીરદીનને સાર;
જપ્‌ તપ્‌ અમતણું રાખજો,
અન્નત તણો એ વિચાર. ૯
એજી ! અન્નંતના ગોર હશન કબીરદીન અવિયા,
અને આવ્યા તે હુશ્યેનીનો પરવાર;
એ ગોરને સાચા જાણજો,
નહિ કાં પડશો તે ઘોર અંધાર. ૧૦
એજી ! સંવત ચૌદસોને છત્રીશ,
અને રમ્‌જાનનોરે માસ;
ત્યારે શ્રી ઇસ્લામશાહ આવિયા,
અને આવ્યા છે કેક મોઝાર. ૧૧
એજી ! તે આલે નુરમહમદશાહઅલી આવશે,
અને આવશે તે શાહનો અવતાર;
વરજા સેહેર તખત રચાવશે,
અને રચાવશે શાહ અલીદાતાર. ૧૨

એજી ! નુરમહમ્મદશાહ કોલ આલશે,
　　કોલ આલે એતો શાહનો અન્તાર;
તે તો ઇમામશાહને નુર આલશે,
　　તે કહિયે હશન કબીરદીનની આલ. ૧૩

એજી સંવત પંદરસોને છો કહિએ,
　　અને માસ ફાગણુનોરે થાએ;
તારીક બાવીસમીએ નુર આપશે,
　　નુર શાહ આપે તે વરજારે માંહે. ૧૪

એજી ! તે દાડેથી નર આવશે,
　　અને આવશે તે આણે ઠાર;
નર મહમ્મદશાહ આવી તખ્તે બેસશે,
　　તે જાંબુદ્વિપ મોઝાર. ૧૫

એજી ! ગુરૂ કહે એવી અન્તારની વાતું કહિયું,
　　અને કહ્યું તે ઉંચ મોઝાર;
સાત ઉંચમાં સર ઉંચ કહિયે,
　　ભાઇ તેનો કહું વિસ્તાર. ૧૬

એજી ! દેજો દશોંદ ને માનજો,
　　અને એ છે અલીનો અન્તાર;

એ થકીરે જે ભૂલશે, ૧૭
 તે નહિ પામશે સ્વર્ગ દ્વાર.
એજી ! પીર હશાન કબીરદીન બોલિયા,
 અને બોલ્યા તે આપનેરે વાશ;
સાચા થઇનેરે ચાલજો,
 તો પામશો સ્વર્ગમાં રે વાશ. ૧૮

સંપુરણ.

---





# નિરંજની નાનુ સત્યવચન લખ્યું છે.

ફર્માનજી બિસ્મિલ્લા હિરૈંહમાં નિર્રહીમ.

પહેલા સુરિજન હાર વખાણો,<br>
    ઇસ્કા આદે અંત નાં જાણો. ૧

આદે અંતકા યેહી ભેદા,<br>
    જબ્ લે આપે ઇંડ જો છેદા. ૨

રૂપ ધર કર જુગમેં આએ,<br>
    મુનિવરકું સત્પંથ બતાએ. ૩

સુરિજન રચના તબૂજ નિપાઇ;<br>
    ત્રણે મૂરત માંહે સમાઇ. ૪

ફર્માન કેહકર બાહેર આને,<br>
    તબ્ જા આપે આપકું જાને. ૫

જુગમે આકર અજવાલા કીના,<br>
    જાંબુદ્વિપમેં પાવ જો દિના. ૬

રોશન હુવા દિન દુનિયા માંહે,
    અલી મહમ્મદશાહ નામ ધરાએ. ૭
આલ જ્યાં હોઈ પાઇએ ત્યાંહાં,
    સાચે મોમિનકી પકડે બાંહાં. ૮
સત્ય વચનમાં સત્ય જો ભાખાં,
    હેત સઘલા મોમિનકું દાખા. ૯
ગોર નર મિલ્કર તેજ સમાયા,
    જાંબુદ્રિપમેં છોડી માયા. ૧૦
દોનું નુર જબ એકઠા મિલિયા,
    તબ્ જા ફેરા જીવુંકા ટલિયા. ૧૧
હાથે દિપક સુધા દીના,
    અપ્ને મોમિનપર હેતજ કીના. ૧૨
આદે અંતે દોનું નુર જો આએ,
    જુગો જુગમાં રૂપિયર પાએ. ૧૩
જો જીવ સોધ્યા સો દેવ કેહલાએ,
    ખરી કસોટી સુરિજન શું લાએ. ૧૪
દોનું કલા જબ એકઠી હુંઈ,
    દૂજે પાત્ર નાં દેખો કોઇ. ૧૫

જુગો જુગમાં એહી ભેદા.

દુજા મારગ સદ્‌ગોરે છેદા. ૧૬

ચોથી સંધકી આહે બાતાં,

અબ્‌ નહિ જાણો દૂજી ધાતાં. ૧૭

છે દિન માંહે મારગ બતાયા,

મુનિવર થે ઉન્ને નેડા પાયા. ૧૮

દીયા ધરમને રાહ બતાઈ,

અબ્‌ મત ભૂલો તુમ્‌ મેરે ભાઇ. ૧૯

પંથી કોએ ખોટે નાં હોવે,

પરગટ મારગ નુરને જોવે. ૨૦

થોડા કલ્‌જુગ ઉમ્મર ઘટાઈ,

કાચી કાયાકી કયારે બઢાઈ. ૨૧

ઇસ્મે સદ્‌ગોરે રાહ બતાઇ,

મોમિન મેરે તમ્‌ કરો કમાઇ. ૨૨

જાંબુદ્વિપમે જોતં ઉપાઇ,

અબ્‌ મત ભૂલો તુમ્‌ મેરે ભાઇ. ૨૩

દુનિયા કોઈ કામ ન આવે,

દુનિયા જીવકું દોજખ લે જાવે. ૨૪

આગે દેખો જીન્ને દુનિયા છોડી,
    કબુએ ન ચલા મૂખડા મોડી. ૨૫

તબ્ જા બાટ એ સત્યકી દીની,
    દુનિયા દુરિજન દિલશું કીની. ૨૬

ઈસ્ દુનિયાને સબ્કો ભૂલાએ,
    જો બડે મૂશાઅક વલી કહેલાએ. ૨૭

સાચે સુધે નિકલ જાવે,
    જાૂઠે થે સો આપ બંધાએ. ૨૮

ઈસ્ દુનિયાકુ મત્ ધીરો કોઇ,
    બડે મુશાએક ઉન્કી નાં હોઈ. ૨૯

જીસ્કી નોબત પેહેલી જાવે,
    સહી કરી માનો પ્યાલા આવે. ૩૦

જો તમે જાનો શરોશિર ઘેરી,
    રાખ્યા નાં રેહવે એ પરદેશી. ૩૧

ઈસ પંથીકા કોઇ મરમ નાં પાવે,
    દેખો આંચિત્તા ઉઠકર જાવે. ૩૨

જીવ જાતાં બુઝે નાં કોઇ,
    બુઝે જીન્ને ખોજા હોઈ. ૩૩

મલેકૂલ મોતકા યેહી ભેદા,

નબી બુઝયા માંહેકા પરદા છેદયા. ૩૪

પરદા છેદયા ઉન્ને સબ્ કુચ્છ પાયા,

આપ આપકું આપ ગમાયા. ૩૫

જિસ્થી મોતકું આગે જોએ,

પરદા માંહેકા જિન્ને છેદયા હોવે. ૩૬

તો મલે કિલ્ મોતકું ન્યનું જોએ,

હાલ અપ્ના સબ્ મોતકું કહેવે. ૩૭

હાથ જોડ કર ખડીજ રેહેવે,

પરદા છેદયા જિન્ને પૂરા હોવે. ૩૮

પૂરા પરદા છેદયા હોઇ,

તો મોહોત અપ્નીકું ન્યેનું જોઈ. ૩૯

મુરશદ પેહેલા સુધા પાવે,

માંહેકે મુકામ સબ્હી બતાવે. ૪૦

મુર્શદ પૂરા આપે કહાવે,

માંહેકે મૂકામ સબ્હી દિખાવે. ૪૧

તબ્ જા ચાંદ્રણા સુધા હોવે,

સબ્હી મૂકામ નેનું જોવે. ૪૨

માંહેકી કાશલ રતી નાં રેહવે,

તો દર્શન શાહકા નેનું જોવે. ૪૩

પીછે સદ્ગોર ભિસ્ત લે જાવે,
ભિસ્તી ચાદરણા આગલ દિખાવે. ૪૪

દેહડી સૂધી કીજે લોકા,
તો કયુ નાં હોવે શાહસું ભોગા. ૪૫

દેખો મોમિન શાહ ઘરજો આએ,
ઘેર ઘેર મંગલ વર્તાએ. ૪૬

સદ્ગોર મલ્યા જો રાહ બતાઇ,
સત્પંથ માંહે મલિયા ભાઇ. ૪૭

ચાંદ્રણા મારગ પ્રગટ આણા,
જાંબુદ્વિપમાં કિયા પિયાણા. ૪૮

તો કાએ નાં ચેતો મેરે ભાઇ,
નહિ ચેતે તો દોજખ જાઈ. ૪૯

છેલ્લી સંધ્ય ઓર છેલ્લી બાતાં,
છેલ્લી જુગ ઓર છેલ્લી ધાતાં. ૫૦

શેસદ્વિપથી તમ્ ઘર શાહા આએ,
જાબું દ્વિપે ફર્માન પઠાએ. ૫૧

તમ્ ઘર શાહકી હુઈ વધાઈ,
સદ્ગોરે સુધી રાહ બતાઇ. ૫૨

એ દોનોં દિપક સુધા જાનો,
સદ્ ગોર અજવાલા સહી કરી માનો. ૫૩
જિન્ને એ દિપક દેખા હોઈ,
ઉસે અંધારા નાં લોપે કોઇ. ૫૪
પેહલી સોહેણી માંહે ફેરો લોકા,
પીછે હૈયડા હોવે દિપક જોગા. ૫૫
દીઆ ધરમને કરમ સંજોગા,
તો ફરી ફરી શાહશું ન હોવે ભોગા. ૫૬
બાજ અજવાલે નાં પોંતા કોઇ,
આગે મુશાએક બડે બડે હોઇ. ૫૭
સબહી વિલાયત ઉન્પર હોઈ,
તિસે અજવાલા દિપક જોઈ. ૫૮
તબ્ જા નબી ધરાયા નામા,
સબ જીવોંકા કરશે કામાં. ૫૯
પીછે નબી મહમ્મદ કેહલાએ,
સોહણી દિપક સાથું લાએ. ૬૦
ચૌદ લોકમાં અજવાલા કીતા,
અલીકે શિરપ દસ્તાર જો દીતા. ૬૧
તબ્જા ધરાયા મહમ્મદ નામ,
સબ્ ઉમ્મતકા કરશે કામ. ૬૨

સો મહમ્મદ હો જાંબુદ્વિપમે આએ,
　　અલીમહમ્મદશા નામ ધરાએ. ૬૩

એ મુનિવરકું ઠામ બતાયા,
　　જાંબુદ્વિપમે છોડી માયા. ૬૪

આલ હમારી અમ્મર જાનો,
　　ઉસ્ સેપાતર દૂજા ના માનો. ૬૫

યેહી સદ્ગોર દૂજાનાં હોઇ,
　　જીન્ને ન પાયા તિન્ને સર્વે ખોઈ. ૬૬

જે નુરે નુર ચલકર આયા,
　　જાંબુદ્વિપમે છોડી માયા. ૬૭

સુધા મારગ સતીએ જોઇ,
　　અયેસા ટાણા દુજા નહિ કોઈ. ૬૮

વેદશાસ્ત્રમાં લેજો જોઈ,
　　અબ્ દો દિપકકી હુઈ રૂશનાઇ. ૬૯

સતી જીવને સતશું જોઇ,
　　મૂર્ખ અભાગી કરમ શું ખોઈ. ૭૦

એ આલ અલીકી એમ્મર જાનો,
　　છેલ્લે ટાણે તમે દેખ પીછાણો. ૭૧

અબ્ મત્ ભૂલો મેરે ભાઇ,
    આગે દુનિયા તમ દેખો હરાઈ. ૭૨

સત્ય વચનમાં સત્ય જો ભાંખા,
    જો કછુ થાશો ખોલકર દાખા. ૭૩

જો કોઈ જુગમાં શાહ કેહલાવે,
    સો તો સત્ય વચન પઢાવે. ૭૪

શાહ કેહલાવેશો નર પૂરા હોઈ,
    સોલ કલાશું તમે લેજો જોઇ. ૭૫

અગિયાર મુકામે સેહસ્ર દ્વિપમે કાએ,
    બારમાં મુકામ જાંબુદ્વિપમેં લાએ. ૭૬

ઢાંકા નહિ તમે પ્રગટ જાણો,
    સોળ કલાશું તમે દેખ પિછાણો. ૭૭

કહો તો પઢકર કહું જ્ઞાના,
    તુમકો બતાયા ભિસ્તકા ઠામાં. ૭૮

સત્ય વચન ઇસકા ધરિયા નામા,
    ભણે નર મહમ્મદશાહ આખર ધામા. ૭૯

૧ પેહેલી કલા જે નિર્મલ હોઇ,
    ૨ દુજી તેજ માં લોપે કોઇ. ૮૦

૩ ત્રીજી દેહમાં સાંધા નાં પાવે,
 ૪ ચોથી શરિરે થાન ન આવે. ૮૧

૫ પાંચમી અનેક અગમ રૂપ દિખાવે,
 ૬ છઠ્ઠી અગમકી બાત સુનાવે. ૮૨

૭ સાતમે ન્યેણે પુત્લી નવ દેખો,
 નિંદ નાહ તીશે પલક્ નવ્ પેખો. ૮૩

૮ આઠમી પાઉં પદમૂજે હોઇ,
 ૯ નવમી સેત પ્રસેવો નાંહી. ૮૪

૧૦ દશમી ભોમિએ પગલા નાં હોઇ,
 હિણા ખીણા એક કરી જોઈ. ૮૫

૧૧ અગિયારમી લચ્છન ડાબે પાશા,
 બ્રિહ ઈન્દ્રી નહિ તીસ બાશા. ૮૬

૧૨ બારમી બલવંત અપરમ્પારા હોઇ,
 દેવ દાણવ નવ લોપે કોઇ. ૮૭

૧૩ તેરમી ત્રણ ગુણા તિતજ હોઇ,
 શક્તિ રૂપ તમે લેજો જોઇ. ૮૮

૧૪ ચૌદમી ચૌદ ઇલમ બતાવે,
 જબૂ ઉપજે તબૂ વેદ પઢાવે. ૮૯

૧૫ પંદરમી પખ્ પૂરા હોઇ,
 ચડતી ઉતરતી કલા લેજો જોઇ. ૯૦

૧૬ સોલમી કલા જે સર્જનહારા,
 જીવ પિંડકા કરે નિસ્તારા. ૯૧

સોલ કલાશું પૂરા હોઈ,
 સાચા વિષ્ણુ જાણે શોઈ. ૯૨

સંપુરણ.

---





# શ્રી સદ્ગોર બ્રહ્મા પીર શમ્મસની વાચા.

## ગોરની બાર કલા.

———:o:———

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

પેહેલા શુરીજન હાર વખાણો,

આદે અંતકા ભેદ જો જાણો. ૧

દૂજે દયા ધરમ જો ધરના,

હેત લે સઘલા શાહોપર ધરના. ૨

જે શાંઈ ઘટો ઘટ બોલે,

સાચા મુનિવર ઉસ્કુ ખોલે. ૩

જીન્ને પાયા વોહ પૂરા માટી,

ઉતરી ગયા શો વરમી ઘાંટી. ૪

પ્રથમ સ્વામિએ નુર નિપાયા,
    ઉસ્કા એકહી બ્રહ્મ બનાયા. ૫
બ્રહ્મ બનાકર ભેદ જો દીના,
    વેદે અજ્વાલા ઉસ્કા કીના. ૬
અતિ પવિત્ર વોહ પૂરા કહાવે,
    જુગ્ તારણ વોહી આવે. ૭
આદ જુગો જુગ બ્રહ્મ પ્રકાશા,
    સબ્ ભવનકી પૂરે આશા. ૮
વોહી નુર નબી કહેલાયા,
    જંબુદ્વિપમાં ફિર્ ફિર્ આયા. ૯
પંજાબ પ્રકાશી ગુજરખંડ જાવે,
    સાચા બ્રહ્મા સોહી કહાવે. ૧૦
બ્રહ્મ રૂપ બ્રહ્મ કલા ધારે,
    અનંત કરોડી સોહી નર તારે. ૧૧
છેલ્લે ટાણે કીહેયે બાતાં,
    સચ્ કરી માનો મુનિવર ધાતાં. ૧૨
જુગ જુગાંતર રૂપ રૂપાંત્તર,
    તિસ્થી મુનિવર મત્ રાખો અંતર. ૧૩

ગોર રૂપ જો પ્રગટ હોવે,
બાર કલાશુ સબ તેનું જોવે. ૧૪

કલાનાંહી વોહ ગોર કયેશા,
માંખણ નાંહો તો છાછી જયેશા. ૧૫

૧ પહેલી કલા તે નિર્મલ હોઈ,
જયેશા સૂર્ય તમે લેજો જોઇ. ૧૬

૨ દૂજી તેજ નાં લોપે કોઇ,
સાચા બ્રહ્મા તમે જાણો સોઈ. ૧૭

૩ ત્રીજી અનેક અગમ્ રૂપ દિખાવે,
સબ્ જીવુંના સંક્ષે મિટાવે. ૧૮

૪ ચોથી અગમ્કી બાત બતાવે,
શાહા પ્રગટ તેનું દિખાવે. ૧૯

૫ પાંચમી પાઉં પદમ જો હોઇ,
મૃતક્ જીવતા કરે નર સોઇ. ૨૦

૬ છઠ્ઠી સેત પ્રશેવો નાંહી,
સત્ય સબુરી અતી મન માંહી ૨૧

૭ સાતમી નીંદ પલખજ નાં હોવે,
હિણા ખિણા એક કરી જોવે. ૨૨

૮ આઠમી ભૂમીએ પગલાનાં હોઇ;
આવત્ જાવત્ નવ જાણે કોઇ. ૨૩

૯ નવમી ત્રણ ગુણા તિતૃજ હોઇ,
ન્યાણે નિર્મલ નુરજ જોઇએ. ૨૪

૧૦ દશમી દશ ભોવન મુખ્માં બતાવે,
જબ્ ઉપજે તબ્ વેદ પઢાવે. ૨૫

૧૧ અગીયારમી અતી બલ હોઇ,
દેવ દાણવ નવ લોપે કોઇ. ૨૬

૧૨ બારમી કલા સબ્કી પૂરે આશા,
બ્રિહ ઇન્દ્રી નહિ તિશ બાશા. ૨૭

ઇત્ની કલા જીસ્માંહીં જાણો,
સોઇ બ્રહ્મા તમે દેખે પીછાણો ૨૮

ભણે પીર શમ્મસ તમે શુણો જ્ઞાના,
ધરો મુનિવર ઉસ્કા ધ્યાના.

સંપુરણ



# અરજી.

( રાગ ભરથરીનો. )

કર ગ્રહીને કરગરૂં, અરજી શુણો દીના નાથજી;
દુઃખ દાવાનળ આવીયું, છોડાવો છોગાળા નાથજી. કર. ૧
થાએ ધાર્યું સૌ તુજનું, દેખી દીન ગભરાએજી;
જ્ઞાન નહિ કળ બળનું, એથી અંગે અકુરાએજી. કર. ૨
કાચી માટીનું ખોળીયું, સ્વામી તાપ ન સેહવાએજી;
કાંટે ઘાલી તન તોળીયું, સ્વામી સેવક કેહવાએજી. કર. ૩
ન્યાય કરશો જો વિઠ્ઠલા, અમ આરો ન કોએજી;
માફી માગું માવા મિઠડા, પત બાનાની હોએજી. કર. ૪
કલીએ કાળું વર્તાવિયું, કરે અધર્મ અપારજી;
જુલમી જુગમાં ઝોકાવિયું, લિલા અજાત અપારજી. કર. ૫
ગુણ અગણિતે ભર્યો, અવ્ગુણ લવલેષ નાંહીજી;
અવ્ગુણ મમ આપ પરહરો, જાવું બીજે હવે કાંહીંજી. કર. ૬
ધર્મ માર્ગ રૂંધિયો, પામ્યા પ્રપંચ પાખંડજી;
દાન દર્શનને ખુંધિયો, માયા કીલે પડયા પંડજી. કર. ૭
લાધ સુતક ગણે નહિ, મોજ મારે દિન રાતજી;
પરગવનને પેખે નહિ, નાં શુણે ધરમની વાતજી. કર. ૮
માદક્ વસ્તુ મૂકે નહિ, ખાએ ખર્ચે અપારજી;
ટેવ ટેવાઇ ચૂકે નહિ, લાગ્યા અવળે એ લારજી. કર. ૯
લશણ ડુંગળીનાં દામથી, હીંગ તમાકુની તાણજી;
મન ડગે નર નામથી, નવ રૂચે વેદ વાણજી. કર. ૧૦
કૂટેવે ચડી કુટાએ છે, કરતી કુલ્ટાનાં કામજી;
પતિત પ્રજાને પ્રશવે, પેટ પાડે ઠામો ઠામજી. કર. ૧૧

સત્પંથી સત્પંથ ત્યાગીને, કરે મનગમ્ના મેલજી;<br>
જ્ઞાન ધ્યાનથી તે ભાગીને, ખેલે કુલટાશું ખેલજી. કર. ૧૨<br>
નરજી હવે તો નિહાળજો, અતી થયું અધરમજી;<br>
ભૂલેલ ભમતાને વાળજો, છોજી અશરણા શરણજી. કર. ૧૩<br>
સત્પંથ સર્વ વ્યાપી રહે, પેખે રાએ રંક ભૂપજી;<br>
નકલંક નામ જપી રહે, જૂએ જગ્ સૌ તુજ રૂપજી. કર. ૧૪<br>
કરજોડી ખાકી કરગરે, અરજી શુણજો શિરતાજજી;<br>
સત્પંથ રગે રગે પ્રસરે, રહે ત્રીલોકે લાજજી. કર. ૧૫

---

# સત્પંથના પ્રેમી હોવતો !

# જરૂર કરશો.

---

માણસ ને ઢોર, એવા વર્ગે કરી સૃષ્ટીમાં ઓળખાણ કરાય છે. પરમાત્માએ જગતમાં ઉત્તમતા માણસોને આપેલી છે, મનુષ્ય તનલેવા દેવો પણ આશાવંત છે. પરમાત્મા સર્વનો મનુષ્ય દેહેજ મુક્ષ કરશે, એવો ઉલ્લેખ શાસ્ત્રોમાં હોવાથી મનુષ્ય શરીરની ઉત્તમતા વખણાઇ રહેલી છે. ઢોર કે પશુ એ શરીરો તો કનિષ્ટ ને મધ્યમ ગણાએલ છે. પશુ શરીર લક્ષચોરાસીમાંજ સપડાવવાનોજ, એ એંધાણી સ્પષ્ટ છે, ને મનુષ્ય શરીર મોક્ષનો દ્વાર નક્કી કરાએલો છે.

મનુષ્ય શરીર સાથે મોક્ષ સંડોવાયલો છે. શરત એટલી કે, મનુષ્યપણાના ધર્મો તેના નિયમોસહિત પૂર્ણ કરવા જોઇએ. વારાનો પુરૂષ ઓળખવો, તેની મર્યાદા જાળવવી, તેનાં વચનાધિન રહેવું એમ કરવાથી કંટાળેલો મનુષ્ય મોક્ષથી લાખો વર્ષનાં માર્ગ જેટલો છેટો પડી જાએ છે.

દરેક શરિરોમાં આહાર, નિંદ્રા, ભય, મૈથુન એક સરખાજ હોય છે, એ ગુણોથી પશુ કે મનુષ્ય ઓળખાતાં નથી. મનુષ્યમાં જ્ઞાન (સમજ) વિશેષપણે છે. જ્ઞાનવાનજ મોક્ષનો અધિકારી છે. જ્ઞાનવાનજ માણસ શરિરને લાયક છે. જ્ઞાન પામવા સારૂ સદ્પુરૂષનો સંગ, સદ્પુરૂષની ઓળખાણ સારૂ સદ્શાસ્ત્રોનો અભ્યાષજ છે. શાસ્ત્રોનો અભ્યાષ પામવા, પમાવવા માટે શાસ્ત્રોનો બોહોળો પ્રચાર, બોહોળા પ્રચાર માટે શાસ્ત્રો શરળ ને સસ્તા થવા જોઇએ, શાસ્ત્રની અગ્વડતા ટાળવા, પ્રચાર પુશ્કળ થવા, દરેક દરેક સત્પંથીએ ચિંત્તાવાન રેહેવું જોઇએ. પુશ્કળ પુસ્તકોને સસ્તા મળતા થવાથી નાના, મોટા, ગરીબ, ગ્રહુસ્થ, બાળ, યુવક, વૃદ્ધ, બાઇ, ભાઇ, સર્વ સરખી રીતે લેઇ શકે, વાંચી શકે, વાંચ્યા-વિચાર્યાથીજ તે વ્યવહારમાં મૂકવા પ્રયાસ કરવો પડે છે. શાસ્ત્રોની વિધિયુક્ત સમજ, તેજ જ્ઞાન છે. બીજો માર્ગ જ્ઞાનનાં પ્રચારનો બાળકોને કેળવણી આપવાનાં મંદિરો ઉભાં કરવા, જેમાં નિર્દોષ બાળાઓ બાળકો કેળવણી પામે, તે સાથે સદ્શાસ્ત્રોનો અભ્યાસ કરી શકે. બાળપણથી જે જ્ઞાનનાં સંસ્કારો લાગેલા હોય છે તે કદીપણ ભૂંસાતા નથી. દિવસે દિવસે વૃદ્ધી પામી ફળરુપ થાએછે. ત્રીજો પ્રકાર જ્ઞાન પામવાનો. લાયક ઉમરે પોહોંચ્યા પછીનાં શાસ્ત્રોક્ત અભ્યાષ પૂર્ણ થયા પછી ધ્યાનાદિના પ્રકારોનું જ્ઞાન પામવા સદ્ ચરિત્રશાળી સદ્પુરૂષની ખોળ કરી તેની પાસેથી મેળવાય છે. એ જ્ઞાન આપનારને ધાર્મિક ગુરૂ એવી સંજ્ઞા અપાએલી છે. જ્ઞાન પામવાનો જે પ્રથમ મંગળાચરણ છે, તે એ કે ધર્મનાં પુસ્તકોનું ક્ષેત્ર વિશાળ કરો! શાસ્ત્રાદિકના પુસ્તકો વિષે જે મેહનત કરી રહ્યા હોય તેઓને તમારી સંપત પ્રમાણે મદદ કરો! મદદ કરવાના બે પ્રકાર છે, એક તો નાણા સંબંધી ફાળો; ઉઘરાણી કરાવી આપવા, કાં પોતે પોતાનાં પદરમાંથી ભેટ કે મદદ તરીકે આપવું. બીજો પ્રકાર એવો છે કે તેઓએ પ્રગટ કરેલા પુસ્તકો

ખપાવરાવી દેવા, પોતે પણ પુસ્તકો લેવા. ગ્રહસ્થોએ તો જરૂર પોતાનાં ઘરે આવતા કારજ, પ્રસંગોમાં એવા ધર્મપુસ્તકો સામટા ખરીદી લાણી, ભેટ, સોગાદ તરીકે લાયકોને વેહેંચવા, તેમ કરવાથી બેવડી મદદ થાશે. એકતો પુસ્તકો ખપી જવાથી કાર્ય કર્તાને નાણાની છૂટ રહેથી બીજા પુસ્તકો બહાર પાડવાનો ઉમંગ વધતો રહેશે, બીજું પુસ્તકો લાયકોને આપવાથી શાસ્ત્રનો સારો પ્રચાર થાશે, એજ પ્રચારે મનુષ્યો જ્ઞાની બનવાનો માર્ગ છે, ધર્મની ઉન્નતી થાવાની જે પ્રથમ ચાવી છે તે એજ છે. મનુષ્ય ઓળખવાનો એજ માર્ગ છે! કે જેને જ્ઞાનના પ્રચારની ચીવટ, ટેક, સમજ, આશા છે, એવી શુભ ભાવનાઓવાળા શરીરોજ મનુષ્યોનાં છે, સાચા મનુષ્ય શરીર તેઓનાજ કહેવાય જેને ધર્મવૃદ્ધિ, જ્ઞાનપ્રચાર, ધર્મની ટેક, નિતિ, પ્રેમની અભિલાષા છે. જેઓને ધાર્મિક ચિંત્તા નથી, ધર્મના નિયમોને ટેકો સાચવવાની કાળજી નથી, ખાવા પીવાની પવિત્રતા જાળવી શકતા નથી, તેજ મનુષ્યના સાચા શરીરો નથી, પણ તે બનાવટી ખોળિયા છે. એ શરિરો મનુષ્યનાં કહેવાનાં પણ ખરેખર પશુઓનાજ છે. મનુષ્ય યોનીમાં આવવાથી મનુષ્ય થઈ શકતો નથી, ગમે તેવી પવિત્ર કહેવાતી, ઉત્તમમાં ઉત્તમ ગણાતી જ્ઞાતીની યોનીમાં જનમ્યો હોય તોએ શું ? જેને મનુષ્ય ધર્મનું જ્ઞાન નથી તે ચોખો ઢોર (પશુ) છે. પશુઓ કદીપણ મનુષ્ય ભેળા રહેવાથી મનુષ્ય બની શકતા નથી. સેહવાસને સંગનાં આશરે કાંઇ ભાનવાળા થાએ છે, છતાં પશુપણું કદીએ મૂકતા નથી. એવા પશુનો સંગ ઓહોળો હોય, ને તે પોતાને પવિત્ર કેહવરાવવા ઇચ્છતા હોય, તો તે પશુપણાની પરિસીમાં છે. તે ઉપર મનુષ્યો તો લોભાશે નહિ પણ પશુઓજ પશુઓનાં ધણમાં મળશે.

સત્પંથમાં અવશ્ય કરવાનું પ્રથમ કાર્ય એજ છે. સત્પંથિયોમાં જ્ઞાનની અભિલાષા બળવત્તર થએલી છે. ધર્મશાસ્ત્રો જોવા ને

વાંચવા, સમજવા, હમ્મેશાં ઉત્સુક્ત રહે છે. પણ પરાધિનતા તેઓ ને પોતાની ઇચ્છા પૂર્ણ કરવા દેતી નથી. ધર્મફંડનાં નાણાં કાર્ય-વાહકો ઘસડી જઇ પોતાની મોજમજામાં ને એસઆરામમાં, અ-મીરાતનું ડોળ દેખાડવા પાછળ ખરચી દે છે. જ્ઞાનવૃદ્ધિ સંબંધી ઘણું, ઘણું કહેવામાં આવ્યા છતાં તેઓ કાન દેતા નથી. ઉપરથી કાર્ય વ્યવસાયનો ડોળ કરી લુચ્ચા પટેલિયાઓને ફોડી પોતાના પક્ષમાં રાખી લે છે; ને બોલે કે ઘરના કામમાં નવરાશ નથી! પણ અંદરગાળે એવો ભાવ હોય છે કે, જ્ઞાનની વૃદ્ધિ થએથી આપણી મોજમજા નષ્ટ થઇ જશે. કારણ જ્ઞાનીને અંધશ્રદ્ધા હોય જ નહિ. પોલ અંધારામાંજ પોષાય. પોલ જ્ઞાનનાં પ્રકાશમાં નભે નહિ. "હમારે નિયમધર્મ સાચવવા પડે, જેથી એશઆરામમાં ખાંમી પડે." તે ભીતીએ સાહિત્યનું ક્ષેત્ર સંકુચિત કરતા જાએ છે. સત્પંથી આલમ અંધશ્રદ્ધાનાં ભાવે તેઓની શિકાર બનેલી હોવાથી પોતાનું સર્વશ નાશ થતું પણ જોઇ શક્તિ નથી! હાથે કરી પોતે પોતાનું નષ્ટ કરવા બેભાન બનતી જાએ છે; એ દેખીતું પશુપણું છે. સત્પંથમાં એવા પશુઓ શોભે નહિ.

પ્રણસંકરો ધર્મમાં અધર્મ ઉભું કરવા મથન કરો રહે છે. જેઓ પોતાના ધર્મમાં ઢોંગ ઘાલી પોતે ક્રિયાભ્રષ્ટ બની અન્યને ભ્રષ્ટ કરવા પ્રયત્નો કરે છે, તેજ પ્રણસંકરો જ હોય છે. પ્રણસંકર કહો કે જારપુત્ર કે હરામનો કહો એકજ છે. સદ્જ્ઞાન નાંરૂચવું એ કાંઇ પવિત્રતાઈ તો હોય જ નહિ. પવિત્રોને જ પવિત્રતાઇ ગમે છે. વિસ્ટાનો ભમરો કોટી ઉપાએ પણ ફુલોની સુગંધ પર આશક્ત નહિ થાએ, ને ફુલોનો ભોગી ભમરો કદીપણ વિસ્ટા તરફ નજરે નહિ કરે, તેમ પ્રણસંકરો ધર્મનાં સુધારા તરફ ધ્યાન નહિ જ આપે. જોકે તેઓ ધર્મના નાણાથી મોજ, મજા, લેહેર ઉડાવતા હશે. ધર્મનું રખવાળું કરવાનો ડોળ કરતા હશે, પણ

એકે ક્રિયા નહિ પાળતા હોય ! તેઓ તો લશણ, ડુંગળી, હીંગ, અફિનાદિ માદક પદાર્થો ખાતાને ખુંદતા હશે, તમાકુ પિતા હશે, છીકણી સુંઘતા હશે, ગાંજો, ભાંગ, ચડશ, માજમ, તાડી, દારૂ, ઉડાવતા હશે ! કુલ્ટાઓના પ્રેમના ભોગી નાચ, છંદ, ભવઈની મોજ ઉડાવતા હશે. એવા ઓજ ધર્મના શત્રુઓ છે. ધર્મિ થઇ એવા કામ કરનારો હોય તો તે પ્રણસંકર જ હોવો જોઇએ ! પ્રણસંકરપણાની એજ એંધાણી છે. એનો સંગ કદી પણ નાંજ કરવો ! તેને ધર્મનું કાંઇપણ આપવું નહિ, નહિતો તમોને પણ ધર્મથી પાડશે. ઘણુ ભાગે તેઓના સંગમાં જે જે ભેળા હશે તે સર્વ પ્રણસંકર જ હશે ! સાચા સત્પંથી કદીપણ નહિ જ હોય, એ તમારે ખચીત માનવું.

સત્પંથી વિરાઓ ! તમો સત્પંથી હોવ ? સત્પંથનો પ્રેમ હોય ? સત્ય વ્હાલું હોય ? તો જરૂર જ્ઞાનની વૃદ્ધી થવાના કાર્યો ઉપાડી લેશો. ને એવા પવિત્ર કાર્યમાં તન, મન ને ધનથી મદદ કરશો, ને જેઓ ક્રિયાભ્રષ્ટ, ને સત્પંથમાં પેશી દુષ્ટતા પ્રસરાવતા હોય ! તેવાઓનો પેહેલે પગલે ત્યાગ કરશો. તમો પણ તમારૂં આપ પ્રકાશી જોઇ સત્પંથ વિરૂદ્ધની ટેવો, કે આદતો હોય તો તજી દેવા બનતું કરશો. જો સત્પંથી હોવ તો ? જરૂર આટલું કરશો.

લી. શુભેચ્છક,

"ખાકી."

મુ. પીરાણા.

# અમારે ત્યાં સત્પંથનાં મળતાં પુસ્તકો.

## છાપેલાં તૈયાર.

| | નામ | કીંમત. |
|---|---|---|
| ૧ | સત્પંથી આજ્ઞાપત્ર (દર્શનવાળી) | ૧—૮—૦ |
| ૨ | ભાભારામ સુબોધ | ૬—૪—૦ |
| ૩ | સત્યનું સોધન પાકા પુઠા | ૦—૮—૦ |
| | ,, ,, કાચા પુઠા | ૦—૪—૦ |
| ૪ | મૃગોદ્ધાર | ૦—૬—૦ |
| ૫ | મોક્ષદ્વાર | ૦—૫—૦ |
| ૬ | પરછા | ૦—૩—૦ |
| ૭ | ભકતની સોધ | ૦—૩—૦ |
| ૮ | મોહોરના દર્શનના પાના | ૧—૦—૦ |
| ૯ | સત્પંથીયોનુ કર્મ | ૦—૬—૦ |
| ૧૦ | નાથા કાકાનો સંવાદ | ૦—૮—૦ |
| ૧૧ | સંતવાણી | ૦—૫—૦ |
| ૧૨ | દરે ખુલ્દેખરીં | ૦—૬—૦ |

પોસ્ટ ખરચ નોખુ, લેનારને શિર.

# છાપવાના તૈયાર છે.

—:o:—

૧ સત્પંથ સોધામણી વ્યવસ્થાની નોંધ. (નવીન)

૨ સત્પંથની સમજ (નારણ ગોપાલ તથા યુવકમંડલ તથા નારણ રામજી વગેરે અન્યોનો સામટો જવાબ છે.) (નવીન)

૩ સત્પંથ ચેતામણી. ( સદ્‌ગોરની શિખામણ અર્થ ટીકા સાથે. તથા સો થી વધારે પદો છે. "૫૦૦ ગ્રાહક થવા ઉપર."

૪ સાચું કહેનાર સગી માએ માર્યો છે. ( નવીન. )

૫ મોટો મચ્છા અવ્તાર.

૬ મોટો નવમો બુદ્ધા અવ્તાર.

૭ સત્યવેણી મોટી અર્થ સાથે.

૮ મોમિન ચત્વેણી.

૯ મોમિન ચેતામણી.

પ્રકાશક.

સૈયદ બાવાસાહેબ અહમઅદલી ( ખાકી. )

મુ. પીરાણા. પો. ગીરમથા.

ડી. અહમદાબાદ. દે. ગુજરાત.

# જાહેર ખબર.

## હઝરત પીર શ્રી શાહોજી, અશરફશાહનુ વર્ણન.

## ( સત્પંથનો ઇતિહાસ. )

**પ્રથમ ગ્રાહક થનાર પાસેથી રૂા. ૩-૦-૦.**

**પાછળથી ખરીદનાર પાસેથી રૂા. ૪-૦-૦.**

**શ્રી અશરફશાહના એકલા વર્ણનના રૂા. ૧-૮-૦.**

આ પુસ્તકમાં સત્પંથનો ઇતિહાસ છે. વેદ પેહેલાંનો સમય, વેદની ઉત્તપત્તી, સૃષ્ટિની ઉત્તપત્તીના કારણો, અને ભેદ, ભેદાભેદ, વેદ ને સત્પંથ, સત્પંથ ને કિતાબો, શ્રી પરમાત્માનાં નુરનું સૃષ્ટિમાં મનુષ્યરૂપે વિચરવાનો માર્ગ (દેવયાની પંથ) આજ પ્રયંતનો, જે એક પછી એક જામે રમત કરેલી તે વંશાવળી સાથે, કયા કયા નામે, ઠામે, વેષે ચારિત્ર કર્યાં ? તે સર્વ ખુલાશાવાર આપવામાં આવશે.

સત્પંથજ સનાતન ધર્મ છે. એજ ખરા પરમાત્માને પામવાનો માર્ગ છે, તેનાં પ્રમાણો.

શ્રી શાહોજી હઝરત પીર સૈયદ અશરફશાહ સાહેબ નું હિ૦ સ૦ ૧૦૭૫ માં દિલ્લી પધારવું, પથે સાથીઓની સ્વાર્થદ્રષ્ટિ, તેઓમાં પડેલું ભગાણ, તેઓના ત્રણ તફા બંધાવવા, પોતે શ્રી શાહોજી દૈવિક ચમત્કારે દિલ્હી પોહોચવું. પોતાના કારભારી કાશીભાઇને બાદશાહના દરબારમાં પત્ર દેઇ મોકલવો, કાશીભાઇનું તેજ જોઇ શાહ અને દરબારિઓનું આશ્ચર્ય પામવું. શ્રી શાહોજીનો બાગમાં ઉતારો, જમવાનું નોતરૂં આપી બોલાવવા, ધાર્મિક સંવાદ કરવો, જમવા બાદશાહે પોતાની સાથે બેસાડવાનો આગ્રહ કરવો, શ્રી શાહોજીનો ઇન્કાર, ભોજન ઉપર થએલો વાદ વિવાદ, ભોજનની પવિત્રતા દૈવિક રીતે પ્રત્યક્ષ દેખાડવી. બાદશાહનો ભરમ ન ભાંગવો, અગ્નિના ઢગલા ઉપર લોઢાનું પત્રું મૂકી તે ઉપર શ્રી શાહોજીને ચલાવવા. કાશીભાઇનું શ્રી શાહોજી પાસે અગ્નિ ઉપર કુરાન લેવા જવું, બાદશાહનો ભરમ ભાંગવો, સત્પંથનાં સાચા શાહો છે, એવું કબુલ કરવું. પરવાના વિગેરે ફર્માન હિ૦ સ૦ ૧૦૭૬ માં આપવા. તે ફર્માનની નકલો સાથે, દિલ્હીના સ્યામલાલ પંડિતથી ધર્મવાદ કરવો, સ્યામલાલ નું સત્પંથ સ્વિકારવું. વિગેરે વિગેરે પુષ્કળ માહેતી સાથે પ્રગટ થાશે. લી. સુભેચ્છક,

**સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી.)**

મુ. પીરાણા. પો. ગીરમથા. (ડી. અમદાવાદ.)



સત્પંથિયો ને નિવેદન

**સત્પંથી વીરો !** તમોને સત્પંથ વ્હાલું છે ? સત્પંથ વ્હાલું હોયતો સત્પંથના પ્રચાર રૂપ સત્પંથના સાહિત્યનો બોહોળો ફેલાવો થાવા સાહિત્ય સેવા કરનારાઓને મદદ કરો. **સત્પંથની સંસ્થાનાં કાર્યવાહકોને** ફક્ત ધન વ્હાલું હોવાથી, તે ભેગું કરવા મથ્યા રહી **મોજ શોક વધારવા પ્રયત્ન કરે છે.** તેથી તમોને તે બન્ને નહિં ગામી થાશો.

**મોક્ષજ્ઞાનથી છે, જ્ઞાન પુસ્તકોથી ને સદ્ પુરૂષોનાં સંગથી મલે છે.** મોક્ષની ઇચ્છા હોયતો જરૂર સદ્શાસ્ત્રોનો વધારે પ્રચાર કરવાના કાર્યને ઉત્તેજન આપો.

**કાર્યવાહકો તમને અજ્ઞાનીને મૂંઢ રાખવામાં ગુંચાઇ રહ્યા છે.** તમો જ્ઞાની બનો તો તમારી અંધ શ્રદ્ધા નાશ પામે. તમારી અંધ શ્રદ્ધાનો નાશ થવા સાથે તેઓનાં મિથ્યા સુખનો પણ નાશ ભેગો હોવાથી તે તમોને કદી જ્ઞાની થવા નહિ દે. તેથી સાહીત્યનાં કામમાં તે મદદ નહી કરે ? **પણ તમોને તમારા કલ્યાણની દરકાર હોયતો સાહિત્ય વૃદ્ધીનાં કાર્યમાં મદદ કરશો.**

લી૦ શુભેચ્છક.

**" ખાકી "**